શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઈના
ઈનામનો નિબંધ.

# गूजराती भाषानो इतिहास.

રચનાર

## शास्त्री व्रजलाल कालिदास.

છપાવી પ્રગટ કરનાર
ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી.

આવૃતિ બીજી. નકલ ૫૦૦.

અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઈટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

આશ્વિન, સંવત્ ૧૯૪૩.—અકટોબર, સને ૧૮૮૭.

કિંમત ચાર આના.

# ઉપોદ્ઘાત.

શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઈના રૂ૧૦૦) ના ઇનામની જાહેરખબર સને ૧૮૬૪ ના ૮ મા આંકના બુદ્ધિપ્રકાશમાં છપાઈ હતી તે ઉપરથી આ નિબંધ મેં રચ્યો, તે મંજુર થયાથી ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ઉપર લખેલું ઇનામ મને આપ્યું.

આ નિબંધનું નામ ગૂજરાતી ભાષાનો ઇતિહાસ એવું પાડ્યુંછે તો ગૂજરાતી ભાષાના સઘળા શબ્દોનો ઇતિહાસ લખવો જોઇયે. પણ આ ઇતિહાસ રચાવનારના માગ્યા પ્રમાણે રચવો માટે આ સંક્ષેપે રચ્યોછે, એટલુંજ નહિ, પણ આમાં વ્યાકરણ સંબંધી વિચાર પણ યથેચ્છ લખાયો નથી. ઉત્તરખંડમાં સંસ્કૃત ઉપરથી પ્રથમ પ્રાકૃત ભાષા થઈ. પછી ઉત્તરથી દક્ષિણપંથે જતાં પ્રાકૃત ઉપરથી અપભ્રંશ ભાષા થઈ, ને અભ્રંશ ભાષા ઉપરથી જૂની ગૂજરાતી ભાષા થઇછે. માટે આ નિબંધમાં મેં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, અને ગૂજરાતી એ ચાર ભાષાઓનાં વ્યાકરણોની સહાયતા લીધીછે, તથા એ ભાષાઓના ગદ્યપદ્ય ગ્રંથોની પણ સહાયતા લીધીછે. ભાષાઓના ઇતિહાસ ઉપરથી માણસોનો ઇતિહાસ જણાઈ આવેછે, માટે માણસોનો ઇતિહાસ જાણનારા પુરૂષોએ ભાષાઓનો ઇતિહાસ જાણવો જોઇએ.

હું સર્વજ્ઞ નથી માટે અજ્ઞાનદોષથી વા મતિભ્રમથી કોઈ ઠેકાણે મારાથી અશુદ્ધ લખાયું હોય તો વિદ્વાન પુરૂષોએ ક્ષમા કરીને સુધારી લેવું.

સંવત્ ૧૯૨૨. } શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ,
ઈ. સ. ૧૮૬૬. } નિબંધ રચનાર.

# અનુક્રમણિકા.

# गूजराती भाषानो इतिहास.

દુહો.

એક વિશ્વકર્તારનો, દ્રઢ રાખી વિશ્વાસ;
વળતી ભાખુ ગૂર્જરી, ભાષાનો ઇતિહાસ.

## ગુજરાતી ભાષાની ઉત્પત્તિ વિષે.

સંસ્કૃત, પ્રાકૃત અને દેશ્ય એવા ત્રિવિધ શબ્દ મળી ગૂજરાતી ભાષા થઇછે. હવે એ ત્રિવિધ શબ્દ તે કિયા, અને તેમનો મેળ કેવી રીતે થયો એ વિષયનું વ્યાખ્યાન કરી આ નિબંધમાં ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ સંક્ષેપે દેખાડી છે.

ગૂજરાતી ભાષાનું મૂળ સંસ્કૃત ભાષા છે. સંસ્કૃત ભાષા ઉપરથી જેમ ભરતખંડના બીજા દેશની ભાષાઓ થઇ છે, તેમજ ગૂજરાતી ભાષા પણ થઇછે. સંસ્કૃત ભાષા બગડીને પ્રાકૃત ભાષા થઇછે. ગૂજરાતમાં આર્યકુળના લોકો આવીને રહ્યા નહોતા તે વાર પેહેલાં ગૂજરાતમાં જે લોકો રેહેતા હતા તેમની ભાષાને દેશ્ય ભાષા કેહેછે. એ ભાષા સંસ્કૃત ઉપરથી નથી થઈ. એ ત્રિવિધ ભાષાઓના સંગમથી એક ગૂજરાતી ભાષા થઇછે, એનો વિસ્તાર હવે કરાશે.

સંસ્કૃત, પ્રાકૃત અને દેશ્ય એ ગૂજરાતના સ્વાભાવિક શબ્દ છે. તેમાંસંવત ૧૩૫૬ થી ગૂજરાતમાં મુસલમાન રાજાઓનું રાજ્ય પેઠું તેવારથી ગૂજરાતી ભાષામાં કેટલાએક ફારસી શબ્દ પણ ભળી ગયાછે. હવણાં ઇંગ્રેજી રાજ્ય થયા પછી વળી ઇંગ્રેજી શબ્દ ભળવા માંડ્યાછે.

હવે ભાષાના ઇતિહાસની સાથે ભાષા બોલનારાઓના

ઇતિહાસનો સંબંધ છે માટે ભાષાની સાથે ભાષા બોલનારા-ઓના ઇતિહાસ વર્ણવો જોઇએ. માટે આ ગ્રંથમાં ભાષાના ઇતિહાસ સાથે ભાષા બોલનારાઓનો ઇતિહાસ જણાવ્યાછે.

## આર્યનો ઇતિહાસ.

યુરોપના વિદ્વાન પુરૂષો કહેછેકે, માણસ જાતિનો મૂળપિતા **આદમ** થયો, એ આદમના વંશમાંથી સહુ માણસોની ઉત્પત્તિ થઇછે. આજથી ૪૨૧૨ વર્ષ ઉપર જલપ્રલય થયો ત્યારે ઘણા માણસોનો સંહાર થયો, પણ ઇરાનની પેસીમેર કાકેસસ પર્વત છે તે ઉપર એક **નોહા** એ નામનો પુરૂષ જીવતો રહ્યો;તેની પ્રજામાંથી કેટલાએક યૂરોપખંડ ભણી ગયા, અને કેટલાએક ઇરાન કિંવા પારસીક દેશમાં આવી રહ્યા. વળી ઇરાનમાંથી પણ કાલાંતરે સિંધુનદીના બેહુ કાંઠા ઉપરે આવીને રહ્યા, તેમનું નામ સિંધુ શબ્દના 'સ'નેસ્થાને'હ'નો ઉચ્ચાર થયાથી હિંદુ પડ્યું.તહિંથી એ લોકોનો પંજાબ ઇત્યાદિ આર્યાવર્ત્તના દેશોમાં પ્રસ્તાર થયોછે.

હવે શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિક પુસ્તકોમાં માણસજાતિના મૂળપિતાનું નામ આદમ કોઇ ઠેકાણે લખ્યું નથી. પણ બ્રહ્મા, હિરણ્યગર્ભ ઇત્યાદિ નામ લખ્યાંછે. પણ પાણિનીય વ્યાકરણમાં अग्रादिपश्चाड्डिमच આ સૂત્રે આદિમ શબ્દ તો સિદ્ધ કર્યોછે. એનો અર્થ એવો કરચો છે કે, આદિ એટલે પ્રથમ ઉત્પન્ન થયો,તેને આદિમ કહિયે.(आदौभवःआदिमः) વેદમા કહ્યું છે કે દેવોમાં પ્રથમ બ્રહ્મા થયો. (ब्रह्मादेवानां प्रथमः संबभूवः). વળી લખ્યું છે કે, પેહેલો હિરણ્યગર્ભ થયો. (हिरण्यगर्भःसमवर्त्तताग्रे). એ બ્રહ્માનો મરીચિ

પુત્ર થયો, ને તેનો કશ્યપ થયો. કશ્યપના ઘણા પુત્ર થયા, તેમાંથી દેવ અને અસુર એવા બે વિભાગ પડ્યા છે. એ બેહુ વિભાગનું એક નામ આર્ય છે. સંસ્કૃત કોશમાં આર્ય શબ્દનો અર્થ સજ્જન કરેલો છે. ઝંદમાં આર્યાવે છે તે આર્ય શબ્દને મળતો છે. કેટલાએક કેહેછે કે, આર્ય શબ્દ જાતિવાચક છે. દેવ અને અસુરને રાજ્ય કારણે પરસ્પર યુદ્ધ થયુંછે, એ કથા તો હિંદુધર્મનાં ઘણાં પુસ્તકોમાં લખી છે. યજુર્વેદના બૃહદારણ્યમાં કહ્યુંછે કે કશ્યપ પ્રજાપતિના પુત્રોની બે ટોળિયો હતી, તેમાં ન્હાની ટોળી દેવની અને મ્હોટી ટોળી અસુરની. તેઓ પરસ્પર સ્પર્દ્ધા કરતા હતા.(द्वयाह प्राजापत्या देवाश्चासुराश्चततःकानीयसाएवदेवाज्यायसाअसुरा तेष्वस्पर्द्धन्त.)

હવે વેદ, સ્મૃતિ, પુરાણાદિક પુસ્તક વાંચતાં એવું જણાઈ આવેછે કે એ દેવ અને અસુર લોકો હિમાલયની ઉત્તર દિશા ભણી રેહેતા હતા. કોશાદિક ગ્રંથોમાં સ્વર્ગનું નામ ત્રિવિષ્ટપ લખ્યુંછે. એ ત્રિવિષ્ટપ શબ્દનો અપભ્રંશ તિબેટ થયો હશે. વળી લખ્યુંછે કે અસુર લોકો પ્રથમ ત્રિવિષ્ટપનું રાજ્ય કરતા હતા. દેવોમાં મુખ્ય ઇંદ્ર હતો તે અસુરના ભયથી નાસતો ફરતો હતો, પણ ઇંદ્રનો ન્હાનો ભાઈ વિષ્ણુ હતો તે મહા બુદ્ધિમાન્ હતો તેણે અસુરોનું રાજ્ય ખુંચી લેઇને પોતાના ભાઈ ઇંદ્રને આપ્યું.

હવે દેવોમાંથી મનુષ્યની સૃષ્ટિ થઈ તેનું વર્ણન આ રીતે કર્યુંછે કે, કશ્યપ પ્રજાપતિનો પુત્ર આદિત્ય થયો, તેનો પુત્ર મનુ થયો, ને મનુની પ્રજાનાં मनुष्य, मनुज, मानव એવાં

નામ પાડ્યાં છે.ઇંગ્રેજી ભાષામાં માણસને માન કહે છે, એ નામ પણ મળતું છે. દેવમાંથી મનુષ્યની સૃષ્ટિ થઈ છે, માટેજ માણસોમાં દેવને માનવાનો ચાલછે. અસુર લોકો દેવના પ્રતિસ્પર્દ્ધી છે, માટે તેમના વંશના લોકો અદ્યાપિ દેવની નિંદા કરે છે.

વેદાદિ ગ્રંથોમાં દેવ અને અસુર સંબંધી જે જે પ્રાચીન કથાઓ છે તે કથાઓ ક્યાં થઈ હશે એની પૃથ્વી ખોળિયે તો હિમાલયના ઉત્તરપાસાના દેશ તથા દક્ષિણ પાસાના દેશ મળી આવેછે. ઉત્તર પાસાના દેશનું ભારથ તથા નૃસિંહપૂરાણ ઉપરથી ઉત્તરકુરૂ નામ મળી આવેછે. દેવતાના વૈદ્ય અશ્વિનીકુમારનો જન્મ ઉત્તરકુરૂ દેશમાં થયો એવું નૃસિંહ પુરાણમાં લખ્યુંછે. હિમાલય પર્વતથી ઉત્તરે કૈલાસ પર્વત છે. હિમાલય અને કૈલાસ વચ્ચે માનસ સરોવર તથા રાવણહૃદ સરોવર છે. કૈલાસ પર્વત ઉપર મહાદેવ અને દેવોનો ધનાધિકારી કુબેર નામનો યક્ષ રહેતો હતો, એવી કથાઓ છે. એક સમયે કુબેરની સ્ત્રી માનસ સરોવરમાં સ્નાન કરતી હતી, તેનું રૂપ જોઇને ઇંદ્ર દિઙ્મૂઢ થઈ ગયો એવી નૃસિંહ પુરાણમાં કથા છે. માનસ સરોવરને કાંઠે માનસેશ્વર છે તેનાથી પૂર્વમાં ચીન દેશ છે એવું શક્તિસંગમ તંત્રના તૃતીયખંડના ચતુર્થાધ્યાયમાં લખ્યુંછે. જ્યારે પાંડવોના ભાગમાં ઇંદ્રપ્રસ્થ ( આગ્રા ) ની પૃથ્વી આવી ત્યારે તહિં અસુર લોકોની વસ્તી હતી, તેને ઉજ્જડ કરીને પાંડવોએ પોતાની વસ્તી વસાવી. જ્યારે મયાસુરને પાંડવોએ જીવથી મારવા માંડ્યો ત્યારે તેણે કહ્યું કે મને જીવિતદાન આપો ! હું અસુર લોકોનો શિલ્પી છું, તમને ઇંદ્રના જેવી સભા

કરી આપીશ. પછી મયાસુર કૈલાસપર્વત આગળ જ્યાં ગંગા માટે ભગીરથ રાજાએ તપ કર્યું છે તહિંથી પૂર્વમાં એટલે ચીન દેશમાં ગયો, અને તહિંના વૃષપર્વા નામે અસુર રાજાની એક જૂની સભા હતી તેના સઘળો સામન ઉપ્પાડી આણીને ઇંદ્રપ્રસ્થમાં પાંડવોને સભા કરી આપી. પાંડવોનો પૂર્વજ યયાતિ રાજા જે સમયે હસ્તિનાપુરમાં રાજ્ય કરતો હતો, તે સમયમાં એ વૃષપર્વા અસુર ચીનમાં રાજ્ય કરતો હતો. વૃષપર્વાની પુત્રી શર્મિષ્ટાવેરે તથા વૃષપર્વાના ગુરૂ શુક્રાચાર્યની પુત્રી દેવયાની વેરે યયાતિ રાજા પરણ્યોછે. ગંગા નદી સ્વર્ગમાંથી આવેછે એવી સકલ પુરાણોમાં કથા છે. ગંગા નદી, બ્રહ્મપુત્રનદ, સિંધુનદ, શત્દ્રુ, ચંદ્રભાગા ઇત્યાદિ ઘણી નદિયો તિબેટમાંથી પ્રકટ થઇને ભરતખંડમાં વેહેછે.

વળી વેદનું ઇંગ્રેજીમાં ભાષાંતર કરનાર પંડિત વિલ્સન સાહેબ કેહેછે કે "પ્રાચીન હિંદુ આર્યલોકો કોઇ છેટે ઉત્તરદેશથી આવ્યા એવું માનવું જોઇયે. એ વાતનાં પ્રમાણ એ છે કે તેઓ પોતાના દેવ પાસેથી દીર્ઘાયુષ્ય માગતા હતા ત્યારે સો હિમકાલ માગતા હતા. ઉષ્ણદેશના રેહેવાસી એવાં વરદાન માગે એ તો સંભવે નહિ. વળી તેઓ ગૌરવર્ણના હતા તથા દિગ્વિજયી હતા એવું કેહેવાનો આધાર વેદના એક વાક્યથી છે." "ઇંદ્ર મૂળની રણવાસી પ્રજાનો નાશ કરીને પોતાના ગૌરવર્ણના મિત્રોને તેમનાં ખેતર વેહેંચી આપ્યાં."

વળી જંદ (છંદ) ભાષાનાં પુસ્તકો વાંચનારા પંડિત કેહેછે કે પારસી લોકો અસુર વંશના છે. એ વાતનાં પ્રમાણ એ છે કે, એમનાં ધર્મપુસ્તકોમાં દેવની નિંદા કરીછે અને

અસુરની વડાઈ કરીછે. વેદની સંસ્કૃતભાષા સાથે એમના ધર્મપુસ્તકોની ભાષા મળતી આવેછે. વળી હિંદુ લોકોની ધર્મક્રિયાઓ સાથે પારસી લોકોની ધર્મક્રિયાઓ મળતી આવેછે, ઇત્યાદિક કારણ પારસી લોકો અસુરવંશના છે એ વિષે બતાવેછે. આ વાત ખરી છે. હિંદુધર્મનાં પુસ્તકોમાં લખ્યુંછે કે, પૂર્વકલ્પમાં સ્ત્રિયોને પણ જનોઈ હતી. પારસી લોકોમાં સ્ત્રિયો પણ જનોઈ રાખેછે, તેથી જણાયછે કે, પૂર્વે હિંદુ અને પારસી જાતિનો ધર્મ એકજ હતો;

વળી વૃદ્ધ બ્રાહ્મણો કેહેછે કે, નદિયોનાં મૂળ અને બ્રાહ્મણોનાં કુળ ઉત્તરમાંથી પ્રગટ્યાંછે. આર્યલોકો પરદેશમાંથી આવીને આર્યાવર્તમાં જેવારે વસ્યા તેવારે આર્યાવર્તના પ્રાચીન વાસ્તવ્ય લોકો તેમને ઉપદ્રવ કરતા હતા ને તેમનાં પશુઓને ચોરી જતા હતા માટે તેમનું નામ વેદમાં દસ્યુ (ચોર) લખ્યુંછે. જંદમાં દક્યુ લખ્યું છે. આર્ય લોકો સિંધુનદના કાંઠા ઉપર રેહેતા હતા તેનું પ્રમાણ ઋગ્વેદના બીજા અષ્ટકના પેહેલા અધ્યાયમાં લખ્યુંછે કે "સંપત્તિદાયક જે પ્રખ્યાત સિંધુનદ તે અમારી પ્રાર્થના સુણો અને અમારાં વિસ્તીર્ણ ખેતર સફળ કરો" સિંધુનદ તિબેટમાંથી પ્રકટીને હિમાલયની પશ્ચિમ સીમા થઇને પશ્ચિમસમુદ્રમાં મળેછે. વળી ઋગ્વેદમાં કહ્યું કે, "હે ઇંદ્ર, તેં ગાયો છોડાવીને જય પામીને સોમરસ મેળવ્યોછે, તેં સાત નદિયો વેહેતી કરીછે." "તું ધાર્યા પ્રમાણે નવાણું પ્રવાહ પર્યટન કરી ગયો, તેમનાં કૃત્ય પ્રતાપી છે, કેમકે, તમણે પૃથ્વી ઉપર વેહેનારી ચાર નદિયોમાં મીઠું પાણી ભર્યું" "જેમ સાત મોટી નદિયો એકઠી થઇને સમુદ્રમાં મળેછે,

તેમ સર્વ યજ્ઞઅન્ન અગ્નિમાં એકઠાં થાયછે." ઇત્યાદિ વાક્યોમાં જે નદિયો કહીછે, તે પંજાબમાંની છે. એ સાત નદિયોમાંહેલી પાંચ નદિયો વચલા દેશનું पंचनद કિંવા पंजाब એવું નામ પડ્યુંછે. એ પાંચ નદિયોની ઉત્પત્તિ અને અસ્ત આ પ્રકારે થાયછે. કૈલાસ પર્વતની દક્ષિણ પડખેથી शतद्रु (સતલજ) નદી નીકળેછે, તે રાવણહ્રદ સરોવર અને માનસસરોવરમાં થઇને પંજાબમાં વહન કરતાં સિંધુનદમાં મળેછે. चंद्रभागा (ચીનાબ) નદી હિમાલયની ઉત્તર પડખેથી પ્રકટીને પંજાબમાં વહન કરતાં સિંધુનદમાં મળેછે. वितस्ता (ઝેલમ) નદી કાશ્મીર દેશના પર્વતમાંથી નીકળીને ચંદ્રભાગામાં મળેછે. इरावती (રાવી) નદી હિમાલય પર્વતમાંથી નીકળીને ચંદ્રભાગામાં મળેછે. व्यास નદી હિમાલયમાંથી નીકળીને સતલજમાં મળેછે. એ પાંચ નદીઓના યોગથી દેશનું પંચનદ નામ પડ્યુંછે. એથી વળી ઉત્તરાતી બે નદીઓ છે તેને ગણિયે તો સાત નદિયો થાયછે. પારસી લોકોનાં ધર્મ પુસ્તકોમાં सप्तसिंधु એટલે हप्तहिंदु દેશ કહ્યોછે તે એજ છે.

હવે સ્મૃતિયો ઉપરથી આર્યાવર્ત્ત અને તે માંહિલા અંતરદેશનું વર્ણન થાયછે.

मनुः॥ कुरुक्षेत्रंचमत्स्याश्चपंचालाःशूरसेनकाः
एषब्रह्मर्षिदेशोवैब्रह्मावर्त्तादनंतरः ॥१॥

**અર્થ**—કુરૂક્ષેત્ર, મત્સ્ય, પંચાલ, શૂરસેન, એ ચારને બ્રહ્મર્ષિદેશ કહેછે. એ દેશ બ્રહ્માવર્ત્ત પાસેછે, એવું મનુ કહેછે. ૧. બાર યોજન લગી લાંબો દેશ છે, જેમાં સરસ્વતી

નદી અંતર્ધાન પામેછે, જેને હવણાં પાણિપત કરીને કહેછે, એનું નામ કુરૂક્ષેત્ર છે. જ્યાં હવણાં જયપુર છે એ દેશનું સંસ્કૃત પુસ્તકોમાં વિરાટ નામ છે, તેના એક પ્રદેશનું નામ મત્સ્યદેશ છે. શક્તિસંગમ તંત્રમાં જેને ઇંદ્રપ્રસ્થથી ઉત્તરે કહ્યોછે, જે દેશ વચ્ચે ગંગાનદી વહેછે, ગંગાનદીથી દક્ષિણે જેમાં કાપિલ્યપુર છે, જેમાં પાંડવોના સમયમાં દ્રુપદ રાજા રાજ્ય કરતો હતો તેને પાંચાલ દેશ કહેછે. એ દેશ કાન્યકુબ્જ (કનોજ) દેશની પાસેછે. મથુરાના એક પ્રદેશનું નામ શૂરસેન દેશ છે. એ ચારે દેશોમાં વસિષ્ટાદિક બ્રહ્મર્ષિયો પર્ણશાળાઓ બાંધીને રેહેતા હતા, એ કારણથી એમનું એક નામ બ્રહ્મર્ષિદેશ પાડ્યું છે. હવે બ્રહ્માવર્ત્તદેશ કેહેછે.

मनुः ॥ सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदंतरम् ।
तंदेवनिर्मितंदेशंब्रह्मावर्त्तंप्रचक्षते ॥२॥

અર્થ—સરસ્વતી અને દૃષદ્વતી એ બે નદિયોને દેવ નદિયો કેહેછે. એ બેની વચલો દેશ દેવોએ વસાવ્યો છે, એને મનુ બ્રહ્માવર્ત્ત કહેછે. ૨. જ્યાં હવણાં બિથુર ગામ છે.

બ્રહ્માવર્ત્તને દેવોએ વસાવ્યો છે માટે હિંદુલોકો એને પવિત્ર માને છે. આર્યાવર્ત્તની મધ્યના દેશને મધ્યદેશ કહેછે.

मनुः। हिमवद्विंध्ययोर्मध्ययत्प्राग्विनशनादपि ॥
प्रत्यगेवप्रयागाच्चमध्यदेशःप्रकीर्तितः ॥३॥

અર્થ—હિમાચલ અને વિંધ્યાચલના મધ્યે અને કુરૂક્ષેત્રથી પૂર્વે અને પ્રયાગથી પશ્ચિમે જે દેશ છે તેને મનુ મધ્ય કેહેછે. હવે આર્યાવર્ત્તનું પ્રમાણ કહેછે.

व्याडिः। आसमुद्रात्तुवैपूर्वादासमुद्रात्तुपश्चिमात् ।
हिमवद्विंध्ययोर्मध्यमार्यावर्त्तंविदुर्बुधाः ।

અર્થ—પૂર્વસમુદ્ર, પશ્ચિમસમુદ્ર, હિમાચલ, વિંધ્યાચલ, એ ચાર ખુંટ વચલા પૃથ્વીના ભાગને પંડિત પુરૂષો આર્યાવર્ત્ત જાણેછે, એવું વ્યાડિ કહેછે. આર્યાવર્ત્ત શબ્દનો અર્થ અમરકોશ અને હેમકોશની ટીકામાં એવો કર્યોછે કે, આર્યલોકો જેમાં વર્ત્તેછે ( વસેછે ) તેને આર્યાવર્ત્ત કહિયે. (आर्याः वर्त्तंत अत्र आर्यावर्त्तः).(આર્યલોકોએ આર્યાવર્ત્તને પવિત્ર ભૂમિ માનીછે. એ વિના બીજાદેશની પૃથ્વીને અપવિત્ર માની છે. પોતાની જાતિને આર્ય એટલે સજ્જન માનતા હતા. વળી આર્યાવર્ત્તમાંજ યજ્ઞાદિ સુકૃત કરેલાં સફળ થાયછે એમ માનતા હતા. પ્રાચીન કાળમાં આર્યાવર્ત્તમાં ઘણાં અરણ્ય હતાં તેમાં ભોજનના ઉપયોગમાં આવે એવાં પત્ર, પુષ્પ, ફળ, અને કંદવાળાં અનેક ઉદ્ભિજ્જ થતાં હતાં,ખેડીને વાવ્યા વિના અનેક પ્રકારનાં નીવારાદિક ધાન્ય પાકતાં હતાં, નાના પ્રકારનાં તૃણ ઉગતાં હતાં, ઈત્યાદિ કારણથી આર્ય લોકોને આર્યાવર્ત્ત ઘણો પ્રિય લાગતો હતો. ઘણુંકરીને આર્ય લોકો નદી અથવા સરોવરની તીરે રેહેતા હતા. એક આર્ય લોકોમાંથી ચારપ્રકારના કર્મ ઉપરથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવા ચાર વિભાગ પડ્યા હતા, પણ ઉત્તરોત્તર કન્યા લેવાથી તથા એક એકનું રાંધેલું જમવાથી તેઓ નાતિ બાહેર થતા નહિ; પોતાને આંગણે જે કોઈ પ્રાહુણો આવે તેની યથેષ્ટ સેવા કરતા હતા. જેમ દેવોમાંથી માણસની સૃષ્ટિ થઈ છે, તેમજ દેવોમાંથી યક્ષ, રાક્ષસ, ગાંધર્વ, સિદ્ધ,

કિન્નર, ગુહ્યક, વિદ્યાધર, અપ્સર, ભૂત, પિશાચ, એ દશ પ્રકારની દેવયોનિ થઈ છે. એ લોકો પણ આર્યાવર્ત્તમાં રેહેતા હતા. તેમની કન્યાઓ આર્યજાતિના લોકો પરણતા હતા. આ રસાલ દેશમાં ખાવાની વસ્તુની ખોટચ નહિ, તે કારણથી બ્રાહ્મણ લોકો અધિક અન્નનો સંગ્રહ કરી રાખતા નહિ. આર્યપુસ્તકોમાં લખ્યુંછે કે આર્યાવર્ત્તમાં રેહેનારા બ્રાહ્મણ કુંડ ભરાય એટલાજ ધાન્યનો સંગ્રહ કરતા હતા, સાંસારિક વિષયમાં આસક્ત થતા નહિ, કાંઈ કારણવિના સ્વધર્મ પાળતા હતા, પોતાનો સ્વધર્મ જાણી વિદ્યા પારંગત થતા હતા. (आर्यावर्त्त निवासिये ब्राह्मणाः कुंभीधान्याअलोलुपाअगृह्यमाणकारणाः किंचिदंतरेण कस्याश्विद्विद्यायाःपारंगताः) જે લોકો આર્યકુળના નહોતા, તથા વેદોક્ત ધર્મ પાળતા નહિ, અને સંસ્કૃતવાણી બોલતા નહિ તેમને મ્લેચ્છ કેહેતા હતા. પન્હવ, દ્રાવિડ, યવન, શબર, પૌંડ્ર, કિરાત, સિંહલ, બર્બર, વસ, પુલિંદ, વીણ, હૂણ, કેરલ ભિલ્લ, પુલ્કસ, આભીર, કંક, ખસ, અંધ્ર ઈત્યાદિ લોકોને મ્લેચ્છ ગણતા હતા. દેશના નામ ઉપરથી એ મ્લેચ્છ નામ પડ્યાંછે. ગંગા યમુનાની વચલા દેશને અંતર્વેદિ દેશ કહેછે એને અતિ પવિત્ર માનતા હતા. અતિ પ્રાચીન કાળમાં આર્યાવર્ત્ત નિવાસી આર્ય લોકો વિંધ્યાચલ ઉલ્લંઘીને દક્ષિણમાં જતા નહિ, કારણ કે તે સમયે દક્ષિણ ભરતખંડને તેઓ અનાર્ય દેશ માનતા હતા પણ તેમની વસ્તી વધી તથા રાજ્ય વધ્યાં તેથી તેમને દક્ષિણમાં ગયા વિના ચાલ્યું નહિ. હવણાં વેદની અર્ધો અર્ધ શાખાના બ્રાહ્મણ લોકો દક્ષિણ ભરખંડમાં વસેછે. આર્ય લોકોની જાત

ભાષા સંસ્કૃત છે, એમાંથી બીજી કાળાંતરે પાંચ ભાષાઓ થઈ છે. બધી મળીને પૂર્વે છ ભાષાઓજ ગણી છે. ગૂજરાતમાં વિશલદેવ રાજા થયો તેની પાસે અમરચંદ્ર મહાપંડિત હતો, તેણે સંવત ૧૨૮૧ માં काव्यकल्पलता ગ્રંથ રચ્યો છે, તેમાંથી ષડ્ ભાષાનો શ્લોક.

संस्कृतंप्राकृतंचैवशौरसेनीचमागधी ।
पैशाचिकीचापभ्रंशंषडभाषाःपरिकीर्त्तिताः ॥१

અર્થ—સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, અપભ્રંશ, એ છ ભાષાઓ કહી છે. ૧

હવે એ ષડ્ ભાષાઓનું અનુક્રમે વર્ણન થશે.

## संस्कृत भाषा विषे.

આર્યલોકો સંસ્કૃત ભાષામાં બોલતા હતા. સંસ્કૃત ભાષા સર્વગુણ સંપૂર્ણ છે, એમાં અનેક પ્રકારના વિષયો લખી શકાય છે. પૂર્વે દેવતાઈ વારામાં દેવલોકો સંસ્કૃત ભાષામાં બોલતા હતા, તેથી એને દેવભાષા કહેછે. એ ભાષા દેવાંગના જેવી છે. વ્યાકરણ, તર્ક, શિક્ષા, અને કોશ રૂપિ સેવકો જેનું નિરંતર રક્ષણ કરેછે. રસ અલંકારાદિકવડે જે અલંકૃત થઇછે. શબ્દ અને ક્રિયાપદો સંસ્કૃત ભાષામાં એક અર્થમાં અનેક મળી શકેછે. વળી સંસ્કૃત વ્યાકરણોમાં નવા શબ્દ ઘડવાની ટંકશાળ છે. ભરતખંડના આર્યલોકોની પ્રથમ દેવ સંજ્ઞા હતી. પછી માણસસંજ્ઞા થઈ છે, તોપણ બ્રાહ્મણ અને ક્ષત્રિયોને દેવ કેહેવાનો ચાલ હજી રહ્યો છે.

ભરતખંડની એક મોટી ભાષા કહિયેતો સંસ્કૃત છે. ભરતખંડના સર્વે આર્યલોકોનાં ધર્મ, વિદ્યા અને રાજ્ય સંબંધી પુ-

રેતક ઘણા કાળથી સંસ્કૃતમાંજ લખાયછે. ભરતખંડના કોઈ એક દેશનો વિદ્વાન પુસ્તક રચેછે, તેનો અર્થ ભરતખંડના સર્વે દેશના વિદ્વાન સમજી શકેછે. હવણાં ભરતખંડના દેશોમાં સંસ્કૃત ભાષા સહુ લોકોના બોલવામાં આવતી નથી, માત્ર ભણેલા વિદ્વાન લોકોજ એ ભાષામાં પરસ્પર બોલેછે. પણ તેમાંના કેટલાએક શબ્દ તથા તેના અપભ્રંશ તો સર્વે લોકોના બોલવામાં આવેછે. અપભ્રંશને તપાસતાં તે સંસ્કૃત ઉપરથી થયેલા જણાઈ આવે છે, તેથી એવું અનુમાન થાયછે કે પૂર્વે સહુ આર્ય વંશના લોકો સંસ્કૃતમાંજ બોલતા હતા, પણ અશુદ્ધ ઉચ્ચાર થવાના કારણથી સંસ્કૃતના અપભ્રંશ થઈ ગયા છે. જેમ આ જગત કાલાંતરે પરિણામ ( વિકાર ) પામેછે, તેમ સહુ ભાષાઓ કાલાંતરે પરિણામ પામેછે. પણ સંસ્કૃત ભાષા પરિણામ પામતી નથી, એનું કારણ એ છે કે, પૂર્વે સંસ્કૃત ભાષાના રક્ષણ કરનારા દેવોએ સંસ્કૃતને વિકાર પામતી જોઇને આગળથી ચેતી એનાં વ્યાકરણ અને કોશાદિ ગ્રંથ રચી એના પરીણામનો અટકાવ કર્યો છે. આ કામ તેમણે અતિ સ્તુતિ કરવા યોગ્ય કર્યું છે. એમનાં કરેલાં અસંખ્ય પુસ્તકો ઉપરથી એમનું ડાહાપણ તથા ઉદ્યોગીપણું જણાઇ આવેછે. જેવી સંસ્કૃતભાષા ચાર હજાર વર્ષ ઉપર બોલાતી હતી તેવીજ આજ લગી બોલાય છે, એ પ્રતાપ વ્યાકરણ કરનારે મહાપુરૂષોનો છે.

ભરતખંડના આર્ય લોકોની જાત્યભાષા કહિયે તો સંસ્કૃત છે, જેમાં તેમણે અનેક પુસ્તકો રચ્યાં છે. સહુ પુસ્તકોમાં પ્રથમ પુસ્તક વેદ છે. એમાં ધર્મ, ઇતિહાસ અને વિદ્યા-

ઓનાં મૂળ રહેલાં છે. કેટલાએક યૂરોપિયન વિદ્વાન પુરૂષો વેદની ઉત્પત્તિને ત્રણ હજાર વર્ષ આટકળથી ગણે છે. પણ અમારા ગણિત પ્રમાણે તો વેદની ઉત્પત્તિને છત્રીસસેં વર્ષ ઉપર થયાં છે. બ્રહ્માથી છત્રીસમો પુરૂષ સૂર્યવંશમાં બુદ્ધાવતાર થયો એવું નૃસિંહપુરાણની વંશાવળી ઉપરથી ગણ્યું છે. હવે એક સૈકામાં ત્રણ પુરૂષ થાય એ લેખે ગણતાં બ્રહ્માથી બારસેં વર્ષે બુદ્ધ થયો એમ કેહેવાય. અને વિક્રમ સંવત્‌ની પૂર્વે પાંચસેં વર્ષે બુદ્ધ થયો એવું બુદ્ધગ્રંથો ઉપરથી જડે છે. એ બધાં વર્ષનો સરવાળો કરતાં વેદની ઉત્પત્તિને છત્રીસસેં વર્ષ ઉપર થાય છે. બ્રહ્માથી વેદ થયા એવું હિંદુધર્મનાં ઘણાં પુસ્તકોમાં લખ્યું છે. પ્રથમ ઋગ્વેદ થયો, પછી યજુર્વેદ થયો, પછી સામવેદ થયો, પછી અથર્વવેદ થયો. એ ચારે વેદ આર્યલોકો મુખપાઠે એક એકને ભણાવતા હતા. એમાંથી અનેકના અનેક મત થયાથી એ મતપ્રવર્તક કુળપતિ ઋષિના નામથી અનેક શાખાઓ થઈ છે. મંત્ર અને બ્રાહ્મણ એ નામના પ્રત્યેક વેદના બે બે ભાગ થયા છે. પ્રથમ વેદનો મંત્ર ભાગ થયો છે, પછી બ્રાહ્મણ ભાગ થયો છે. મંત્ર ભાગને બ્રાહ્મણ ભાગને પડછે નાંખી જોતાં મંત્ર ભાગ પ્રથમ થયો છે, એવું તેની ભાષા ઉપરથી જણાય છે. વેદની ઉત્પત્તિ પછી કેટલેએક વર્ષે ચાર ઉપવેદ, છ અંગ, છ દર્શન અને કેટલીએક સ્મૃતિયોનાં પુસ્તક થયાં છે.

ધન્વંતરિ આદિક વૈદ્ય પુરૂષોએ વૈદ્યકશાસ્ત્રના ગ્રંથ બાંધ્યા છે તેમને આયુર્વેદ કહે છે. એને ઋગ્વેદનો ઉપવેદ ગણે છે. વિશ્વામિત્રાદિક ઋષિયોએ યુદ્ધશાસ્ત્રના ગ્રંથ રચ્યા

છે, તેમને ધનુર્વેદ કહે છે. એને યજુર્વેદનો ઉપવેદ ગણે-છે. નારદ ભરતાદિકે ગીતશાસ્ત્રના ગ્રંથ બાંધ્યા છે, એમને ગાંધર્વવેદ કહે છે. એને સામવેદનો ઉપવેદ ગણે છે. વિશ્વકર્મા, મયાસુરાદિકે શિલ્પશાસ્ત્રના ગ્રંથ રચ્યા છે, એ-મને અર્થવેદ કહે છે. એને અથર્વવેદનો ઉપવેદ ગણે છે.

વેદનો અર્થ કરતાં સહાય કરે છે, માટે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ એ છ ગ્રંથોને વેદનાં છ અંગ (અવયવ) કહે છે. વર્ણોચ્ચારની રીતિ બતાવનારા ગ્રંથોને શિક્ષા કહે છે. કર્મ કરવાની રીતિ બતાવનારા સૂત્ર ગ્રંથોને કલ્પ કહે છે. પ્રત્યેક શાખાનાં ભિન્ન ભિન્ન કલ્પસૂત્ર છે. શબ્દ ઘડી દેખાડનારા ગ્રંથને વ્યાકરણ કહે-છે. વેદના કઠિણ પદનો અર્થ કરી દેખાડનારા ગ્રંથને નિરૂક્ત કહે છે. કાવ્ય કરવાની રીતિ બતાવનારા ગ્રંથને છંદ કહે છે. ગ્રહગણિત કરીને કાળનું પ્રમાણ દેખાડનારા ગ્રંથને જ્યોતિષ કહે છે.

વેદના અર્થને અનુસરીને છ ઋષિયોએ છ દર્શન(શા-સ્ત્ર) રચ્યાં છે. એનાં નામ જૈમિની સંહિતામાં ગણ્યાં છે.

**द्वौतर्कौद्विचमीमांसेद्वौयोगावितिषड्बुधाः ।**
**वेदार्थदर्शकत्वेनदर्शनानिप्रचक्षते ॥ १ ॥**

બે તર્ક, બે મીમાંસા, બે યોગ, એ છ વેદાર્થને દેખાડેછે માટે એમને છ દર્શન કહેછે.

પ્રથમ તર્ક દર્શન ગૌતમઋષિયે રચ્યુંછે; બીજું તર્કદર્શન કણાદઋષિયે રચ્યુંછે. પ્રથમ મીમાંસા જૈમિનિઋષિયે રચીછે; અને બીજી મીમાંસા વ્યાસઋષિયે રચીછે. પ્ર-

થમ યોગશાસ્ત્ર કપિલઋષિયે રચ્યુંછે, બીજું યોગશાસ્ત્ર પતંજલિયે રચ્યુંછે. આ ષડ્ દર્શન વેદમાંથી પ્રગટ્યાંછે. વેદના પ્રતિસ્પર્દ્ધી ચાર્વાક, બૌદ્ધ અને જૈનલોકોનાં પણ ત્રણ દર્શન છે.

હિંદુધર્મ અને હિંદુરાજ્ય સંબંધી જે ગ્રંથોમાં પ્રમાણવાક્ય ઋષિયોએ લખ્યાંછે, તેમને સ્મૃતિ કેહે છે. મનુ, વસિષ્ઠાદિક ઋષિયોના નામથી ૪૫ સ્મૃતિયો પ્રસિદ્ધ છે. મહાભારત, રામાયણાદિક પ્રાચીન ઇતિહાસ, છત્રીસપુરાણ ઇત્યાદિ ગ્રંથો પણ સ્મૃતિયોમાં ગણાયછે.

વેદની ઉત્પત્તિ સમયે જેવું સંસ્કૃત બોલાતું હશે તેવુંજ સંસ્કૃત વેદમાં લખ્યુંછે. વેદની ઉત્પત્તિ પછી ઘણે વર્ષે બીજાં પુસ્તક થયાંછે. એ પુસ્તકોમાં વેદના સંસ્કૃત કરતાં થોડો સુધારો થયેલો જણાયછે. માટેજ વ્યાકર્ણ કરનારા ઋષિયો અને દેવોએ વૈદિક અને લૌકિક એવા સંસ્કૃતના બે ભેદ પાડ્યાછે. વૈદિક અને લૌકિક સંસ્કૃતમાં થોડોજ ભેદ છે. અકારાંત પુલ્લિંગે નામ હોય તેની પ્રથમા વિભક્તિનું બહુવચન લૌકિક સંસ્કૃતમાં देवाः विप्राः થાયછે, અને વૈદિક સંસ્કૃતમાં કહિં देवासः, विप्रासः એવું થાયછે. અને એ નામોનું તૃતીયા વિભક્તિનું બહુવચન લૌકિક સંસ્કૃતમાં देवैः, विप्रैः થાયછે. અને વૈદિક સંસ્કૃતમાં કહિં देवेभिः, विप्रेभिः થાયછે. गृह ધાતુના हનો વૈદિક સંસ્કૃતમાં भ થાયછે. જેમ गृभ्णामिः. લૌકિક સંસ્કૃતમાં भ થતો નથી જેમ गृह्णामि. લૌકિક સંસ્કૃતમાં શક્યાર્થ, યોગ્યાર્થ, અને આજ્ઞાર્થમાં ધાતુ થકી કૃત્ પ્રત્યય तव्य થાયછે, જેમ न-

म्लेच्छितव्यम्. પણ વેદમાં तवै પ્રત્યય થાયછે, જેમ न-म्लेच्छितवै. ઇત્યાદિ લૌકિક અને વૈદિક સંસ્કૃતમાં કેટલો-એક ભેદ છે. આર્યલોકો વેદનેજ પોતાનું મુખ્ય ધર્મપુસ્તક માનેછે,બીજાં પુસ્તકો જો વેદસાથે મળતાં હોય તો તેમને મા-નેછે. વેદના સંસ્કૃતને મહાસંસ્કૃત કહેછે. એ વિષયમાં નીચે જૈમિનિ સંહિતાનાં વચન લખ્યાં છે.

सिद्धिमत्वान्महत्वाच्चवैलक्षण्याच्चशब्दतः।
सर्वविद्योपजीव्यत्वाच्छास्त्रज्ञेयतयातथा ॥ १॥
सर्वदेशेष्वभिन्नत्वाद्वेदःशास्त्रेणमत्तरम् ।
संस्कृतंसूक्ष्मवैचित्र्यात्सर्वभाषाविलक्षणम् ॥२॥
ततोविलक्षणोवेदोमहासंस्कृतमिष्यते ।
तच्छंदानांहिशास्त्रेणभीतिभीतेनबोधनात् ॥३॥
सशास्तिराजवल्लोकान्स्वोक्तियुक्तिप्रहर्षयन् ।

અર્થ—સિદ્ધિમાન્ અને મહત્તાવાળો વેદ છે. બીજા સંસ્કૃત શબ્દથી વેદના સંસ્કૃત શબ્દ વિલક્ષણ છે. વેદ સર્વ વિદ્યાઓનું જીવન છે. વેદનો અર્થ શાસ્ત્રે કરી જણાયછે. સર્વ દેશોમાં વેદ સમાન છે, માટે વેદ એ મોટું શાસ્ત્ર છે. સર્વ ભાષાઓથી સંસ્કૃત ભાષામાં ઝીણું વિચિત્રપણું રહેલુંછે; એથી પણ વેદના સંસ્કૃતમાં વિચિત્રપણું વધારે રહેલુંછે, માટે વેદના સંસ્કૃતને મહાસંસ્કૃત ઇચ્છ્યુંછે. કારણકે વેદનો અર્થ શાસ્ત્રે કરી બીતાંબીતાં થાયછે. એ વેદ પોતાની ઉક્તિ વડે હર્ષાવતો લોકોનું રાજાની પેઠે શાસન કરેછે.•

વૈદિક અને લૌકિક સંસ્કૃતની શબ્દસિદ્ધિ કરનારાં એકની

પાછળ એક એ અનુક્રમે આઠ મહાવ્યાકરણ થયાં છે તેમનાં નામ.

**ब्राह्ममैशानमैन्द्रंचप्राजापत्यंबृहस्पतिम् ।**
**त्वाष्ट्रमापिशलंचेतिपाणिनीयमथाष्टमं ॥१॥**

**અર્થ**—બ્રાહ્મ, ઐશાન, ઐન્દ્ર, પ્રાજાપત્ય, બૃહસ્પતિ, ત્વાષ્ટ્ર, આપિશલ, અને આઠમું પાણિનીય.

એ આઠ મહા વ્યાકરણ તેમના રચનારાના નામથી પ્રસિદ્ધ છે. ચાન્દ્ર અને શાકટાયન વ્યાકરણ પ્રાચીન છે. પણ તે ન્હાનાં છે, માટે ઉપરના શ્લોકમાં મહાવ્યાકરણની સંખ્યામાં ગણ્યાં નથી. એ દશ પ્રાચીન વ્યાકરણ પછી વળી કાલાંતરે બીજાં વ્યાકરણ થયાં છે. વામન, સરસ્વતીકંઠાભરણ, બુદ્ધિસાગર, વિશ્રાંત, વિદ્યાધર, ભીમસેન, કલાપક, મુષ્ટિવ્યાકરણ, ગૌડ, નંદીપજયોત્વલ, સારસ્વત, સિદ્ધહેમ, જયહેમ, આ વ્યાકરણ ન્હાનાં છે, માટે તેમને પણ મહાવ્યાકરણની પંક્તિમાં ગણ્યાં નથી.

સંસ્કૃતભાષાના રક્ષણ માટે પ્રાચીન ઋષિયોએ જે વ્યાકરણના ગ્રંથ કર્યા એ ઘણુંજ સમજનું કામ કર્યું છે. વ્યાકરણના ગ્રંથ જો ન રચ્યા હોત તો આજ લગી સંસ્કૃતભાષા અખંડ રહેત નહિ. આ શુદ્ધ શબ્દ અને આ એનો અપભ્રંશ એવું જે હવણાં આપણને જ્ઞાન થાય છે, તે વ્યાકરણના પ્રતાપથી થાય છે. કેટલાએક આધુનિક વિદ્વાન કહે છે કે, પારસી લોકો પણ આર્યકુલના છે; એમના પ્રાચીન પૂર્વજો સંસ્કૃતજ બોલતા હતા, પણ તેમણે સંસ્કૃતભાષાના રક્ષણ માટે ઇરાન ઇત્યાદિ દેશોમાં રહીને

વ્યાકરણનાં પુસ્તક રચ્યાં નહિ તેથી તેમની મૂળ સંસ્કૃત ભાષા બગડીને તેના અપભ્રંશરૂપી એક ઝંદભાષા થઈ. પ્રાચીનકાળમાં છંદ એટલે વેદની ભાષા એનો અપભ્રંશ ઝંદ થઈ ગયો છે. તેમજ 'સ'નેઠામે'હ'નો ઉચ્ચાર થયાથી सोम=होम, असुर=अहुर, सप्तसिंधु=हप्तहिंदु થયું છે.

હવે દેવલોકોએ વ્યાકરણ કર્યાં અને અસુર લોકોએ ન કર્યાં તેનું કારણ એવું જણાયછે કે, પૂર્વે કેટલાએકનું મત એવું હતું કે આપણે જે ભાષા બોલિયે છિયે તેજ પ્રમાણે આપણી વંશપરંપરા બોલશે, માટે પિષ્ટપેષણ (દળેલું દળવું) ની પેઠે વ્યાકરણ કરવું એનું કાંઈ પ્રયોજન નથી. પણ વ્યાકરણ કરવાનું પ્રયોજન દેવલોકોને આ કારણથી પડ્યું છે કે, જ્યારે ઇરાન અને ઉત્તરદિશામાંથી દેવલોકો પંજાબ અને બ્રહ્મર્ષિદેશમાં આવીને વસ્યા તે વારે તહિંના પ્રાચીન વાસ્તવ્ય મ્લેચ્છ લોકોના સંસર્ગથી ઘણાએક સંસ્કૃત શબ્દના અપભ્રંશ બોલવામાં આવ્યા. જેમ હવણાં અંગ્રેજી कलेक्टर ઇત્યાદિ શબ્દોના कालेटण ઇત્યાદિ અપભ્રંશ બોલાય છે. વેદમાં લખ્યું છે કે પછી "દેવોએ ઇંદ્રને કહ્યું કે, આ આપણી ભાષાનું વ્યાકરણ કરય, પછી ઇંદ્રે વ્યાકરણ કર્યું".(देवा इन्द्रमब्रुवन्निमांनोवाचंव्याकुर्वितितामिन्द्रो व्याकरोत् ).ઐન્દ્ર નામનું વ્યાકરણ અદ્યાપિ પ્રસિદ્ધ છે. પાણિનીય વ્યાકરણ વિષે એવી એક સંસ્કૃત ભણેલાઓમાં દંતકથા ચાલે છે કે, પાણિની ઋષિ બ્રહ્મર્ષિદેશમાંથી ઐશાન વ્યાકરણ કરનારા કૈલાસવાસી શિવપાસે ગયો; શિવે તેને વ્યાકરણ ભણાવીને નવું વ્યાક-

રણ કરવાનો ઉપદેશ કર્યો. પ્રથમ ચાદ સૂત્ર શિવેજ રચી આપ્યાં તે ઉપરથી બીજાં સૂત્ર પાણિનિયે રચ્યાં છે. એને વિષે પ્રમાણ જોઇયે તો પાણિનીય શિક્ષામાં છે તેમાં લખ્યું છે કે "શિવે દાક્ષિ નામની બ્રાહ્મણીના પુત્ર પાણિનિને સંસ્કૃત વ્યાકરણ વિદ્યા આપી, તેણે એ વિદ્યા પૃથ્વી ઉપર પ્રકટ કરી". વૈદિક અને લૌકિક સંસ્કૃતનું પાણિનિ ઋષિયે વ્યાકરણ કર્યું, તેમાં કાંઈ ન્યૂનતા રહી તે કાત્યાયન ઋષિયે વાર્તિક રચીને પૂર્ણ કરી. પણ બેહુ ઋષિયોના મતભેદથી વિવાદ ચાલ્યો તેનું સમાધાન કરવા માટે ત્રીજો એક પતંજલિ ઋષિ થયો તેણે એ બેહુના ગ્રંથો ઉપર મહાભાષ્ય કર્યું. એ ત્રણ ઋષિયોના સિદ્ધાંત ભેગા કરીને એ ત્રિમુનિ વ્યાકરણ વેદના અંગમાં ગણાયું છે.

હવે સંસ્કૃત વ્યાકરણોમાં ટીકા ગ્રંથોમાં પ્રતિપક્ષી વચન ઉપરથી એવું જણાય છે કે, જે વેળાએ સંસ્કૃત વ્યાકરણોના ગ્રંથ રચાયા તેવારે કેટલાએક ઋષિયો કેહેતા હતા કે, શબ્દ તો અનાદિ સિદ્ધ છે, એની સિદ્ધિ કરવાને વ્યાકરણ કરવું એ પિષ્ટપેષણ ન્યાયવડે નિષ્પ્રયોજન છે. પણ આ મત વ્યાકરણ કરનારાઓએ માન્યું નથી. કાત્યાયન મુનિયે रक्षोहागम આ વાર્તિકમાં લખ્યું છે કે, સંસ્કૃત ભાષાના રક્ષણ માટે વ્યાકરણનું પ્રયોજન છે. વળી એ વાર્તિક ઉપર ભાષ્ય રચનાર પતંજલિ મુનિ લખે છે કે, " વેદના રક્ષણ માટે વ્યાકરણ ભણવું. લોપ[1], આ-

---

૧. વર્ણ નાશ થાય તેને લોપ કહેછે.

ગમ[1], [2]વર્ણવિકાર એટલાને જે જાણશે તે રૂડી રીતિયે વેદોનું પરિપાલન કરશે. " ( रक्षार्थंवेदानामध्येयंव्याकरणंलोपागम वर्णविकारज्ञोहिसम्यग्वेदान्परिपालयिष्यति.) આ ઉપરથી એવું જણાઈ આવે છે કે પૂર્વે સંસ્કૃત શબ્દ બગડીને તેના અપભ્રંશ બોલતા હશે, તેણે કરીને વેદના ઉચ્ચારમાં પણ ફેર પડ્યો હશે. પછી વ્યાકરણ કરનારા ઋષિઓએ વિચાર્યું હશે કે જો સંસ્કૃત ભાષાનાં વ્યાકરણ નહિ કરિયે તો કાલાંતરે સંસ્કૃત શબ્દ બગડી બગડીને બધા અપભ્રંશ થઈ જશે; પછી કિયો શુદ્ધ શબ્દ અને કિયો અપભ્રંશ એ સંબંધી જ્ઞાન થવું કઠિન પડી જશે. માટે તેમણે આગળથી ચેતીને વ્યાકરણ કરેલાં છે. પણ વેદના મંત્ર, શાખા પરત્વે ભિન્ન ભિન્ન રીતિ ભાતિથી ઉચ્ચારવામાં આવી ગયા, તે તેમનાથી બંધ થઈ શકયું નહિ. કારણ કે ઘણાના ભિન્ન મત આગળ થોડાના મતનું બળ ચાલી શક્યું નથી. પછી તેમણે થાકીને ભિન્ન ભિન્ન શાખાઓના ઉચ્ચારના રીતિ ભાતિ દેખાડનાર પ્રાતિશાખ્ય નામના શિક્ષા ગ્રંથ રચ્યા છે. અદ્યાપિ ચારે વેદની શાખાઓના મંત્ર તે તે પ્રાતિશાખ્ય પ્રમાણેજ ભણવામાં આવે છે. વેદના સંસ્કૃત ઉપરતો વ્યાકરણ કરનારાઓનું બળ બહુ ચાલી શકયું નથી, પણ લોકના સંસ્કૃત ઉપર ઘણું બળ ચાલ્યું છે. અને તેમણે લૌકિક સં-

---

૧. નવો વર્ણ આવે તેને આગમ કહે છે.

૨. વર્ણ ને વર્ણના જોગથી જે વર્ણ પલટાય તેને વર્ણવિકાર કહે છે.

ક્રમમાં ઘણોજ સુધારો કરેલો છે. અદ્યાપિ કોઈ કવિ પાણિનીય વ્યાકરણથી વિરૂદ્ધ શબ્દ બોલે તો તે ખંડન કરવામાં આવે છે.

પ્રાચીન કાળમાં જેવારે આર્યકુલ પંજાબમાં આવીને વસ્યું તેવારે જે પંજાબના પ્રાચીન વાસ્તવ્ય લોકો હતા, તેમનાથી આર્ય ભાષાના સંસ્કૃત શબ્દોનો યથાર્થ ઉચ્ચાર થઈ શક્યો નહિ ત્યારે તેઓ અપભ્રંશ બોલ્યા. એક શુદ્ધ સંસ્કૃત શબ્દના અનેક અપભ્રંશ થઈ ગયા. सिंह શબ્દના અપભ્રંશ सीहो, सिंघो, બોલ્યા. जिह्वा શબ્દના जीहा, जिब्भा, બોલ્યા. गर्दभ શબ્દના गड्डहो, गद्दहो, બોલ્યા. ब्राह्मण શબ્દના અપભ્રંશ बंभण, माहण, બોલ્યા. જિહ્વા-દોષથી તેમણે श અને ष નો ઉચ્ચાર થઇ શક્યો નહિ, ત્યારે તેમને સ્થાને स બોલ્યા. જેમ विशेषः=विसेसो. વળી કોઈ ઠેકાણે स નો પણ ઉચ્ચાર કરવો કઠણ પડ્યો ત્યારે स ને સ્થાને ह બોલ્યા. જેમ दिवसः—दिवहो. વળી કોઈ ઠેકાણે ह નો પણ ઉચ્ચાર થઇ શક્યો નહિ, ત્યારે ह ને સ્થાને घ બોલ્યા. જેમ सिंहः—सिंघो. ઇત્યાદિ સંસ્કૃત શબ્દનો ઘણોજ અક્ષર પાલટો થઈ ગયો. મહા ભાષ્યમાં લખ્યું છે કે, "એક શુદ્ધ गो શબ્દના તે તે દેશ-ભેદ કરીને गावी, गोणी, ઇત્યાદિ ઘણા અપભ્રંશ થયેલાછે." (एकस्यशुद्धस्यगोरित्यस्यशब्दस्यगावीगोणी त्यादिबहवोऽपभ्रंशाःसंतितत्तद्देशभेदात् ।

સંસ્કૃત વ્યાકરણના પુસ્તકોમાં અપભ્રંશ શબ્દનો પ્રાકૃત-

શબ્દ, અપશબ્દ, અસાધુ શબ્દ, અશુદ્ધ શબ્દ, મ્લેચ્છ શબ્દ, એવાં નામથી વ્યવહાર કરયો છે. જેમ હવણાં ગૂજરાતી ભાષામાં ફારસી શબ્દ વાપરવા વિશે ઘણા જણાનાં ભિન્ન ભિન્ન મત છે, તેમ સંસ્કૃત વ્યાકરણ કરયાં તેવારે સંસ્કૃત ભાષામાં અપભ્રંશ શબ્દ વાપરવા વિશે પણ ઘણા જણના ભિન્ન ભિન્ન મત હશે. પણ વ્યાકરણ કરનારા વિદ્વાન પુરૂષોએ કોઈનું મત અંગીકાર કરયું નથી. કારણ કે તેમને સંસ્કૃત ભાષાનો નાશ થવાની બીક હતી. હવે ઉપરના સહુ લેખને પુષ્ટિ આપનારાં મહા ભાષ્યનાં વચન વાંચો. મહા ભાષ્યમાં લખ્યું છે કે—

साधवःशब्दाउपदेष्टव्या असाधवोवाकिमत्रश्रेष्टंसाधुशब्दाएवोपदेष्टव्याःकुतःएकैकस्यसाधुशब्दस्यबहवोऽपभ्रंशाःसंति बहुलंअपभ्रंशानामुपदेशेकृतेसाति शिष्टःसाधुशब्दः साधुशब्दोपदेशेकृतेअन्येअपभ्रंशाइत्यवगंतुंशक्यतएवअतः एकस्यसाधुशब्दस्यैवोपदेशउचितः लघुत्वात्नतुबहूनामपभ्रंशानामुपदेशः गुरुत्वात्इत्यवधेयम् ।

અર્થ—સાધુ શબ્દોનું વ્યાકરણ કરવું કે અસાધુ શબ્દોનું એ બેઉમાં શું શ્રેષ્ટ છે? સાધુ શબ્દોનું વ્યાકરણ કરવું શ્રેષ્ટ છે. કેમકે એક સાધુ શબ્દના ઘણા અપભ્રંશ છે. બોહોળું અપભ્રંશ શબ્દોનું વ્યાકરણ કરવા કરતાં સાધુ શબ્દોનું વ્યાકરણ કરવું સારૂં છે. સાધુ શબ્દોનું વ્યાકરણ કરયું એટલે અન્ય રહ્યા તે અપભ્રંશ એવું જાણી શકાશે. એટલા માટે

એક સાધુ શબ્દનુંજ વ્યાકરણ કરવું જોઈયે, કેમકે તે કરતાં લાઘવ[1] છે, પણ બહુ અપભ્રંશોનું વ્યાકરણ ન કરવું કેમકે તે કરતાં ગૌરવ[2] થાય છે. એ પ્રમાણે જાણવું.

અજ્ઞાન, વેગ, અનભ્યાસ, અને જિવ્હાદોષ એ ચાર કારણથી સંસ્કૃતના અપભ્રંશ બોલાય છે. પ્રથમ અજ્ઞાન દોષ એ છે કે, જેને સંસ્કૃત શબ્દના વ્યાકરણનું જ્ઞાન નથી તે અપભ્રંશ બોલેછે. બીજો દોષ વેગ એટલે ઉતાવળથી બોલતાં અપભ્રંશ બોલાયછે. ત્રીજો દોષ અનભ્યાસ એટલે સંસ્કૃત બોલવાનો અભ્યાસ ન કર્યો હોય તો અપભ્રંશ બોલાયછે. ચોથો જિવ્હાદોષ એટલે જે તોતલો હોય તે અપભ્રંશ બોલેછે. આ ચાર દોષ ભરતખંડના પ્રાચીન વારતવ્ય લોકોમાં હતા તેથી તેઓ સંસ્કૃત શબ્દોનો યથાર્થ ઉચ્ચાર કરી શકયા નહિ એટલે અપભ્રંશ બોલ્યા છે. હવણાં કેટલાએક લોકોને आदित्यवार શબ્દનો યથાર્થ ઉચ્ચાર કરતાં આવડતો નથી, ત્યારે કોઈ आत्यवार કોઈ आइतवार કોઈ दितवार બોલે છે. જે દેશ જલસમીપ હોય તેને સંસ્કૃતમાં कच्छ કહેછે. સમુદ્ર પાસેના રેવાતટનું નરપતિ, જયચર્યા, ઇત્યાદિ સંસ્કૃત પુસ્તકોમાં भृगुकच्छ એવું નામ છે. કારણ કે, પુરાણમાં લખ્યા પ્રમાણે તહિં ભૃગુ ૠષિનો આશ્રમ હતો. હવે એનો અપભ્રંશ જૂની ગૂજરાતીના સંવત્ ૧૫૨૨ માં લખેલા પુસ્તકમાં भरूअच्छ લખ્યો છે. વળી હવણાં એનો પણ અપભ્રંશ લોકો भरूच्चं બોલે છે. પૂર્વે ગ્રીક લોકો ભરૂચમાં વે-

---

૧. સંક્ષેપ ૨. લંબાણ.

પાર માટે આવ્યા હશે, માટે તેમણે પોતાનાં પુસ્તકોમાં જૂની ગૂજરાતી પ્રમાણે એ શબ્દ લખ્યો છે, પણ ઇંગ્રેજ લોકો તો બ્રોચ બોલે છે. એમજ સ્તંભાવતી શબ્દનો અપભ્રંશ खंभाति થયો, તેનો અપભ્રંશ ઇંગ્રેજ લોકો કેમ્બે બોલે છે.

પ્રાચીનકાળમાં જેવારે આર્યકુલના લોકો પંજાબમાં આવીને વસ્યા ત્યારે તહિંના મ્લેચ્છ લોકોના સંસર્ગથી બ્રાહ્મણ લોકોમાં પણ અપભ્રંશ બોલવાનો ચાલ પડવાનો આરંભ થયો હશે, માટે વેદાદિક પુસ્તકોમાં અપભ્રંશ બોલવાનો નિષેધ કરયો છે. વેદમાં લખ્યું છે કે "માટે બ્રાહ્મણે અપશબ્દ બોલવા નહિ તથા નિંદ્યભાષણ કરવું નહિ". ( तस्माद् ब्राह्मणेननम्लेच्छितवैनापभाषितवै. ) શ્લોટચંદ્રિકા ગ્રંથમાં લખ્યું છે કે "અસાધુ શબ્દ બોલવા નહિ એવું વેદ કહેછે માટે જાણવું જે અસાધુ શબ્દ બોલ્યાથી પાપ લાગે છે, અને સાધુ શબ્દ બોલ્યાથી પુણ્ય થાય છે. એના ઉદાહરણમાં લખ્યું છે કે, દૈત્યોએ हेरयः हेरयः[1] એવું બોલવું જોઇયે તે ઠેકાણે તેમણે[2] हेलयःहेलयः એવું અશુદ્ધ બોલાયું એ પાપથી તેઓ દેવો સાથે યુદ્ધ કરતાં પરાભવ પામ્યા. (दैत्येयैर्हेरयोहेरयइतिवक्तव्येहेलयोहेलय इतिप्रयुंजानाःपराबभुवुः) આ વિષયમાં શિક્ષા ગ્રંથકાર પણ એવોજ એક ઇતિહાસ દેખાડે છે.

---

૧ अरि=શત્રુ; સંબોધન પ્રથમાનું બહુ વચન. ૨ र ને ઠેકાણે ल બોલ્યાથી.

दुष्टाशब्दःस्वरतोवर्णतोवामिथ्याप्रयुक्तोनतमर्थमाह ।
सवाग्वज्रोयजमानंहिनस्तियथेन्द्रशत्रुःस्वरतोपराधात् ॥

અર્થ—જે શબ્દનો સ્વર અને અક્ષરના ઉચ્ચારમાં ભૂલ થયાથી મિથ્યા પ્રયોગ બોલાયછે તેના અર્થનો અનર્થ થાયછે. પછી એ અનર્થ વાણીરૂપ વજ્ર યજમાનને હણે છે. સ્વરમાં ચૂક પડ્યાથી જેમ ઇંદ્રશત્રુ (વૃત્રાસુર) હણાયો.

હવે આ વાત ઉપર વેદમાં એવી કથા છે કે ઇંદ્રને હણવા માટે ત્વષ્ટાએ વૃત્રાસુરને ઉત્પન્ન કરીને કહ્યું કે "ઇંદ્રશત્રુ તું વૃદ્ધિ પામ્ય." (इंद्रशत्रुर्वर्द्धस्व.) હવે ઇંદ્રશત્રુ શબ્દના બે સમાસ થાયછે. એક ઇંદ્રનો જે શત્રુ તે ઇંદ્રશત્રુ, બીજો ઇંદ્ર જેનો શત્રુ તે ઇંદ્રશત્રુ. પેહેલો તત્પુરૂષ સમાસ છે, બીજો બહુવ્રીહિ સમાસ છે. ત્વષ્ટાએ તત્પુરૂષ સમાસનો સ્વર ભણવો જોઇયે તહિં ચૂકથી બહુવ્રીહિ સમાસનો સ્વર ભણાયો એ પાપથી વૃત્રાસુરનું ઇંદ્રને હાથે મૃત્યુ થયું. માટે અશુદ્ધ ભણવું નહિ.

એ પ્રકારે આર્યકુલના ત્રૈવર્ણિક પુરૂષોએ પોતાની સંસ્કૃત ભાષાના રક્ષણ માટે ૬ઃ પાયો બાંધીને તેમાં અનેક ગ્રંથ રચ્યા છે. ૬ઃ પાયાના પ્રતાપથી આજલગી સંસ્કૃત ભાષા અવિકૃત રહીછે. ધર્મ, રાજ્ય, અને બીજા વ્યવહારિક કૃત્યમાં તેઓ સંસ્કૃત ભાષાજ બોલતા હતા. ત્રૈવર્ણિકમાંનો કોઈ અપશબ્દ બોલે તો મ્લેચ્છ શબ્દ બોલ્યો એમ કહી તેને તિરસ્કાર કરતા હતા. પાણિનીય ધાતુપાઠમાં म्लेच्छं ધાતુનો અપશબ્દ એવો અર્થ કહ્યો છે. એ ધાતુથી કર્તરિ કૃત્ પ્રત્યય કરતાં જે અપશબ્દ બોલે તે મ્લેચ્છ

(म्लेच्छतीतिम्लेच्छः) એવો અર્થ થાયછે. આર્ય ત્રૈવર્ણિક લોકોએ ભાષાનું રક્ષણ કરવા માટે જેવી દઢ પાલિ બાંધી છે તેવીજ ધર્મ રક્ષણ કરવા માટે દઢ પાલિ બાંધીછે. આર્ય ત્રૈવર્ણિકમાંનો જો કોઈ પુરૂષ એ પાલિપોને ઉલ્લંઘીને ચાલતો તો તેને વૃષલની પંક્તિમાં ગણતા હતા. જેમાં वृष= धर्म+अल=नाहि, તેને વૃષલ (શૂદ્ર) કહેછે. પ્રથમ તો આર્ય ત્રૈવર્ણિક લોકોએ જેઓ અશુદ્ધ બોલે અને વેદોક્ત ધર્મને માને નહિ તેમને વૃષલ ઠરાવ્યા છે. પણ પછી તો તેમને વેદ ભણાવવા નહિ અને તેમની જોડે જમવું નહિ, અને પોતાની સેવા કરાવવી એવો તેમનો દંડ કરવા જેવો ધર્મ ઠરાવ્યોછે.ત્રૈવર્ણિકમાંથી ધર્મહીન થયાથી વૃષલ નામ પડ્યુંછે.

પૂર્વે આર્ય ત્રૈવર્ણિક લોકો સંસ્કૃત ભાષામાં બોલતા અને પુસ્તકો પણ રચતા. પણ રાજા લોકોતો ઘણુંકરીને કામપર તે મ્લેચ્છ ભાષા બોલતાં અચકાતા નહિ. દુર્યોધને પાંડવોને લાક્ષાગૃહમાં બાળી મૂકવાનું કર્યું તેવારે વિદૂરે યુધિષ્ઠિરને એ વાત મ્લેચ્છ ભાષામાં કહી. યુધિષ્ઠિર મ્લેચ્છ ભાષા સમજતો હતો, તથા બોલી જાણતો હતો. આ વાત ભારતમાં લખીછે. ધર્માદિક કૃત્યમાં પ્રયોજન વિના અપશબ્દ બોલવાથી પાપ લાગેછે એવું આર્ય લોકો માનતા હતા અને એ શબ્દ ન બોલવા એવો ધારો બાંધ્યો હતો. પણ આર્ય ત્રૈવર્ણિક લોકોનો છપન દેશોમાં વિસ્તાર થયો એટલે ગૂજરાતના પારસીક લોકોની પેઠે એ ધારો શિથિળ થઈ ગયો. પારસીક લોકો જેવારે પારસીક દેશમાંથી ગૂર્જરદેશમાં આવ્યા તેવારે પોતાની જાતિમાં પરસ્પર પારસીક ભાષા બોલતા

હતા પણ તેમને ગૂર્જર દેશના લોકો સાથે સહવાસ થવાના કારણથી તેમની ભાષામાં એકે એકે ગૂર્જરી શબ્દ ભળતાં ભળતાં હવણાં ત્રીજા ભાગના પારસીક શબ્દ રેહ્યાછે, તે-મજ ગૂર્જર દેશના આર્ય લોકોની ભાષામાં ત્રીજા ભાગના શુદ્ધ સંસ્કૃત શબ્દ રહ્યાછે.

---

## ગૂજરાતી ભાષામાં શુદ્ધ સંસ્કૃત શબ્દ.

જે સંસ્કૃત શબ્દ ઉચ્ચારતાં કઠિન પડતા હતા તેના તો ગૂજરાતી ભાષામાં અપભ્રંશ થઈ ગયાછે, અને જે શબ્દ ઉચ્ચારતાં સેહેલા છે તે માત્ર આજલગી અવિકૃત રહ્યા છે. ક્રિયાપદોના તો છેક અપભ્રંશ થઈ ગયાછે. જે શબ્દ અવિકૃત રેહેલા ગૂજરાતી ભાષામાં બોલાય છે, તેમાંના થોડાએક શબ્દ નીચે લખ્યાછે. તેમાંનો કોઈ શબ્દ કદિ બોલાતો નહિ હોય તોપણ કવિતામાં આવેછે.

મનુષ્ય, પશુ, પક્ષી, વાનર, વનચર, જલચર, વૃક્ષ, પર્વત, સરોવર, શીતલ, કઠોર, કઠિન, દૃઢ, કોમલ, સુકુમાર, મધુર, ગંધ, વાસ, પરિમલ, સુગંધ, દુર્ગંધ, વર્ણ, શ્વેત, નીચ, મલિન, ઉજ્વલ, શ્રેષ્ટ, અધમ, મધ્યમ, ઉત્તમ, પુ-રાતન, મનોહર, સુંદર, રમણિક, ઘન, વિરલ, અભિનવ, દૂર, સનાતન, સ્થિર, ચંચલ, ચપલ, સાર, સરસ, ગ્રાહક, દાયક, વાચક, રેચક, લેખક, યાચક, પાચક, ગ્રહણ, પૂ-રણ, અર્પણ, આચરણ, ભક્ષણ, શોષણ, પોષણ, દૂષણ, ભૂષણ, સેવન, દાન, ભોજન, લેખન, વાચન, મનન, ચિંતન, ભજન, કર્ત્તા, ભોક્તા, દાતા, ભર્ત્તા, ભક્તિ, મુ-ક્તિ, દૃષ્ટાંત, સિદ્ધાંત, હિમાલય, હિમાચલ, મલયાચલ,

મહેંદ્રાચલ, કૈલાસ, મંદરાચલ, દ્રોણાચલ, પ્રભાસતીર્થ, પુષ્કરતીર્થ, ગોકર્ણતીર્થ, માનસતીર્થ, સ્તંભતીર્થ, કચ્છ, નેપાલ, પંચાલ, ચીન, કલિગ, મગધ, કાશ્મીર, મલય, કેરલ, દ્રવિડ, કર્ણાટ, ગંગા, યમુના, નર્મદા, ચંદ્રભાગા, તાપી, કાવેરી, ગોમતી, ગોદાવરી, સરસ્વતી, વૈતરણી, ઇંદ્ર, વરુણ, શિવ, વિષ્ણુ, ગણપતિ, ચંડી, અંબા, કાલી, ભવાની, બહુચરી, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્ર, ધન્વંતરી, ધર્મરાજ, હસ્તિનાપુર, દેવનગર, રાજગૃહનગર, અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચી, દ્વારિકા, ઇંદ્રભૂતિ, ચંદ્રગુપ્ત, કશ્યપ, જરાસંધ, જયસિંહ, વીરસિંહ, વિક્રમ, નરવાહન, વિષ્ણુશર્મા, દેવશર્મા, કુમારપાલ, અજયપાલ, પરીક્ષિત, અર્જુન, હનુમાન, મૂર્ત્તિ, કલેવર, દેહ, શરીર, શબ, કેશ, શિખા, મુખ, વદન, લલાટ, નેત્ર, નયન, દૃષ્ટિ, લોચન, કટાક્ષ, ભ્રકુટિ, નાસિકા, કપોલ, કરમણિબંધ, નખ, અંજલિ, ચક્ષુ, હૃદય, ઉદર, જઠર, રોમાવલિ, જટા, નાભિ, કટિ, ભગ, યોનિ, લિંગ, પેલ, ચરણ, પાદ, પદ,પાદમૂલ, રસ, રૂધિર, માંસ, કપાલ, વીર્ય, ઇંદ્રિય, નાડી, મૂત્ર, વિષ્ટા, મતિ, બુદ્ધિ, શાંતિ, દયા, જ્ઞાન, મદ, નિદ્રા, રોગ, વ્યાધિ, હર્ષ, આનંદ, મમતા, અહંતા, અહંકાર, અભિમાન, ગર્વ, માન, ગ્લાનિ, મોહ, ક્લેશ, પરિશ્રમ, પ્રયાસ, ચિંતા, ધ્યાન, ત્રાસ, તર્ક, મૃત્યુ, મરણ, કાલ, ભય, ઈચ્છા, તૃષ્ણા, આશા, ક્ષણ, નિમેષ, મુહૂર્ત, અહોરાત્ર, દિન, દિવસ, વાર, સંધ્યાકાલ, સાયંકાલ, રાત્રિ, પ્રદોષ, શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ, તિથિ, માસ, પક્ષ, વર્ષ, ચત્ર, વૈશાખ, શ્રાવણ, કૃતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, કલિયુગ, કલ્પ, મંદિર, દેવાલય,

વિદ્યાલય, પાઠશાલા, ગોશાલા, અશ્વશાલા, પર્ણશાલા, મઠ, હસ્તિશાલા, મંડપ, બાણ, ખડ્ગ, છરી, દંડ, શૂલ, ત્રિશૂલ, ચક્ર, વજ્ર, અંકુશ, ગોફણ, નાગપાશ, પાશ, ગદા, હલ, મુશલ, માલા, મુકુટ, ચૂડામણિ, હાર, કંઠી, તિલક, કેયૂર, કંકણ, કટિમેખલા, કટિસૂત્ર, નૂપુર, કુંડલ, પુન્નાગ, અશોક, તમાલ, નારંગ, જંબીર, એરંડ, ચંપક, ચંદન, ગુંજા, સૂરણ, કુશ, કાશ, મૂલ, ફલ, અંકૂર, કાષ્ટ, ગુચ્છ, પત્ર, પલ્લવ, પુષ્પ, કલી, પરાગ, રસ, વન, ઉપવન, ક્રૂર, રત્ન, મણિ, ધાતુ, ઋતુ, ઋણાનુબંધ, ઋષિ, બિંદુ, લેશ, વિવેક, સંતાન, સમાધિ, વિઘ્ન, ઉપવાસ, સંવત્, શુદિ, વદિ, નિત્ય, સદા, સર્વદા, નિરંતર, સ્થ, હઠ, ઉત્પાત, નીતિ, જ્ઞાતિ, જાતિ, વાંતિ, છટા, સભા, છાયા, માયા, માત્રા, માલા, કલા, પરંપરા, ત્રણ, તીર, તટ, કુંભ, હાનિ, મુનિ, પુસ્તક, મોદક, કુંજ, વન, કપટ, નટ, રણ, વિમાન, સ્નાન, અનુમાન, પાર, અંતર, શિખર, પવિત્ર, અંધકાર, તૈલ, શ્રેષ્ટ, જડ, ગુણ, રંડા, કુંડ, પંડિત, કણ, પ્રાણ, મત, શુદ્ધ, સંધિ, શ્રદ્ધા, અમૃત, કાવ્ય, કાય, ગુહ્ય, જય, દ્રવ્ય, ગદ્ય, પદ્ય, પ્રિય, પૂજ્ય, સત્ય, સંખ્યા, શેષ, વિશેષ, વિવાદ, વાર્તા, વ્યવહાર, પ્રશ્ન, ઉત્તર, નાટક, વિલાપ, ગાન, તાન, તાલ, સ્વર, નાદ, અપવાદ, છલ, ઇતિહાસ, ચર્ચા, વાસના, નિર્ણય, સંદેહ, દોષ, સંકલ્પ, શૂર, વીર, ધીર, દરિદ્ર, કુશલ, મંદ, મૂઢ, ચતુર, ખલ, ચોર, ઉદાર, યાચના, વેદના, સાધુ, સજ્જન, દુર્જન, અજ, વત્સ, હંસ, સારસ, ચાષ, કીર, ચકોર, પતંગ, ભ્રમર, મક્ષિકા, મૃગ, હરિણ, ખર, અજા, શ્વાન, સિંહ, બ્રહ્મચારી, બ્રહ્મયજ્ઞ, વાનપ્ર-

સ્થ, યજમાન, ગુરૂ, દ્વિજ, આચાર્ય, યજ્ઞ, યાગ, ઋત્વિજ, શ્રાદ્ધ, પિંડદાન, દેવયજ્ઞ, અધ્યયન, ગ્રહશાંતિ, ઉપવીત, અગ્નિહોત્ર, શ્રુતિ, સ્મૃતિ, વેદ, વેદાંત, ઉંકાર, ઉપવેદ, પુરાણ, ટીકા, નિબંધ, અધ્યાય, પદ્ધતિ, વિવાહ, નરક, સ્વામી, પતિ, નાથ, દાસ, પુત્ર, ચિત્ર, ભાર્યા, વર, કન્યા, દૂતી, સહોદર, પિતા, પિતામહ, બંધુ, સ્વજન, જનની, સપિંડ, તાત, હાર, પ્રહાર, વિહાર, સંહાર, ઉપહાર, પાર, અવાર, ઈશ્વર, ચરાચર, વ્યાપક, ભૂપ, ઇત્યાદિ.

---

## प्राकृत भाषा विषे.

પ્રાકૃત ભાષાના વ્યાકરણોમાં લખ્યુંછે કે, સંસ્કૃત બગડીને પ્રાકૃત ભાષા થઈ; પ્રાકૃતમાંથી અપભ્રંશ ભાષા અને શૌરસેની ભાષા થઈ; શૌરસેનીમાંથી માગધી અને પૈશાચી ભાષા થઈ. સંસ્કૃત શબ્દની પ્રકૃતિ (મૂળ)માંથી પ્રથમ જે વિકૃતિ (વિકાર) થઈ તેને પ્રાકૃત કહેછે. વળી એમાંથી શૌરસેની ઇત્યાદિ ભાષાઓ થઈ તેમને પણ પ્રાકૃત કહેછે. કારણ કે એ ભાષાઓ પણ સંસ્કૃતનીજ વિકૃતિ છે. માટે પ્રાકૃત શબ્દ વિવક્ષા પ્રમાણે સામાન્ય નામ તથા વિશેષ નામ થઇ શકેછે. વળી એ પ્રાકૃત પંચભાષા ઉપરથી થયેલી ભરતખંડની ભિન્ન ભિન્ન દેશોની ભાષાઓને પણ પ્રાકૃત કહેછે. સંસ્કૃત ઉપરથી પ્રાકૃત પંચભાષાઓ થઇછે, તે પ્રાચીનકાળમાં લોકોના બોલવામાં આવતી હતી માટેજ એ પંચભાષાઓનાં વ્યાકરણ કરેલાંછે. પણ હવણાં તો તેમનાય પણ અપભ્રંશ બોલવામાં આવેછે. પણ એ પંચ ભાષાઓ નાટયના પુસ્તકોમાં લખાઇ છે, એ કારણથી એ

પંચભાષાઓનું બીજ ગયું નથી.

પંજાબમાં મુખ્ય પ્રાકૃત ભાષા થઇ છે. પંજાબના પ્રાચીન વાસ્તવ્ય મ્લેચ્છોથી સંસ્કૃત શબ્દોનો ઉચ્ચાર પૂર્વોક્ત ચાર દોષે કરીને થઇ શક્યો નહિ તે કારણથી સંસ્કૃતના અપભ્રંશ બોલાયછે, એ વાત પૂર્વે કહીછે. નામ અને ક્રિયાપદના અપભ્રંશ મળીને પ્રાકૃત ભાષા થઇ છે. પંજાબમાં ત્રૈવર્ણિક વિના બીજા સહુ લોકો પૂર્વે પ્રાકૃત ભાષા બોલતા હતા. હવણાં તેના અપભ્રંશ બોલેછે. સંસ્કૃતમાં यास्यति છે તેનું પ્રાકૃતમાં जाएज्जा થાયછે. એના અપભ્રંશ પંજાબીમાં जाएगा, जावेगा, થયાછે. સં. विंशति નો પ્રા. वीसा, અને પંજા. वीहा; સં. सहस्त्र, પ્રા. सहस, પં. सहसर; સં. सपादद्वे, પ્રા. सवादो, પં. सवादो; સં. सपादत्रीणि, પ્રા. सवातीणि, પં. सवातीन; ઇત્યાદિ પ્રાકૃતના પંજાબીમાં ઘણા અપભ્રંશ થયાછે.

શાકલ્ય, ભરત, કોહલ, વરરૂચિ, ભામહ, વસંતરાજ, માર્કંડ કવિ, હેમચંદ્ર કવિ. એ આઠ પંડિતોએ પ્રાકૃત ભાષાનાં વ્યાકરણ કરેચાં છે એમાં હેમચંદ્રનું વ્યાકરણ વખાણાય છે. સંવત્ ૧૧૪૫માં હેમચંદ્રનો જન્મ થયો. પછી તેમણે વિદ્યાપારંગત થઇને ગૂજરાતના સિદ્ધરાજ જયસિંહ રાજાની આજ્ઞાથી સંસ્કૃત અને પ્રાકૃત પંચભાષાનાં વ્યાકરણ કરચાંછે. બીજા પંડિતોએ પ્રાકૃત ચાર ભાષાનાં વ્યાકરણ કરેચાં છે, પણ હેમચંદ્રે અપભ્રંશ ભાષા સહિત પ્રાકૃત પંચ ભાષાનાં વ્યાકરણ કરેચાં છે. હેમચંદ્ર પંડિતે પ્રાકૃત શબ્દનો એવો અર્થ કરચો છે કે " પ્રકૃતિ એટલે

મૂલ સંસ્કૃત અને તેમાંથી થયું અથવા તેમાંથી આવ્યું તે પ્રાકૃત. (प्रकृतिःसंस्कृतंतत्रभवंततआगतंवाप्राकृतं.) એટલે સંસ્કૃત બગડીને જે ભાષા થઈ તેને પ્રાકૃત કહે છે. પ્રાકૃત ભાષામાં પણ કેટલાએક શુદ્ધ સંસ્કૃત શબ્દો લખાય છે, તેમનું વ્યાકરણ સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે છે. પ્રાચીન કાળમાં વૃષલ લોકો પ્રાકૃત ભાષા બોલતા હતા માટેજ નાટ્યના ગ્રંથોમાં વૃષલ લોકોનું ભાષણ પ્રાકૃત ભાષામાં લખ્યું છે. જંગલી ભાષાઓ વિના ભરતખંડના ઘણા દેશની ભાષાઓ પ્રાકૃત ભાષા ઉપરથી થઈ છે. ઉપર લખેલા પ્રાકૃત વ્યાકરણ કરનારાઓએ જે પ્રાકૃત શબ્દ સિદ્ધ કરવાને ઉત્સર્ગ કહ્યા છે તે પ્રમાણેજ પ્રાકૃતભાષા થઈ છે એમ પણ કહી શકાતું નથી; કારણ કે ઘણા શબ્દ પ્રાકૃત વ્યાકરણના ઉત્સર્ગને ઉલ્લંઘીને પ્રાકૃત થયેલા જણાય છે, અને તેઓ આર્યાવર્તમાં પ્રવૃત્ત થયા છે તથા જૈન બૌદ્ધાદિકના ધર્મ ગ્રંથોમાં એવા શબ્દ વાપરેલા પણ છે. પ્રાકૃત ભાષાના ઉત્સર્ગ પ્રમાણે સંસ્કૃત क्रिया શબ્દનો અપભ્રંશ कीरिया થાય છે, પણ જૈન પુસ્તકોમાં એ વ્યાકરણથી ઉલટો किया એવો અપભ્રંશ લખ્યો છે. ઉદાહરણ--સંસ્કૃતમાં हतं ज्ञानंक्रियाहीनं એવું છે, તેનું જૈનપુસ્તકોમાં हयंनाणंकिया हिणं એવું લખ્યુંછે. જેમ સંસ્કૃત વ્યાકરણના ઉત્સર્ગ વેદના સંસ્કૃતમાં કહિં પ્રવૃત થઈ શકતા નથી ત્યારે પાણિનીયે વેદના સંસ્કૃત વિષે ઠેકાણે ઠેકાણે બહુલં કહ્યું છે. તેમજ પ્રાકૃત વ્યાકરણના ઉત્સર્ગ જૈનધર્મ ગ્રંથોના શબ્દમાં કહિં પ્રવૃત્ત થઈ શક્યા નથી ત્યારે હેમચંદ્રે આર્ષપ્રાકૃત એટલે જૈન-

ધર્મ ગ્રંથોનું પ્રાકૃત બહુલં થાય છે એવું કહ્યુંછે. કહિં ઉ-ત્સર્ગ પ્રવૃત્ત થાય, કહિં ન થાય, અને કહિં વિકલ્પે થાય, કહિં ઉલટું થાય, એવો વ્યાકરણોમાં બહુલં શબ્દનો અર્થ કર્યોછે. આર્યાવર્તના દેશોમાં કેટલાએક એવા અપભ્રંશ બોલાય છે કે જેઓ પ્રાકૃત ભાષાના વ્યાકરણ સાથે સંબંધજ નથી રાખતા અને એથી સરસ છે—ઉદાહરણ—સં૦ पंचाशत, પ્રા૦ पन्नास, ગૂજરાતી૦ पंचास, पचास, પં. पंजाह. સં૦ अक्षि, પ્રા૦ अच्छी, પં૦ अक्खि, ગૂ૦ आंखि ઇત્યાદિ. ઉપર જે લખ્યું તેનો અભિપ્રાય એવોછે કે, આર્યાવર્તના દેશોમાં સંસ્કૃત ઉપરથી જે પ્રાકૃત શબ્દ થયા તેમાં વ્યાકરણનું ધોરણ રહ્યું નથી.

સંસ્કૃત ભાષા જોડે પ્રાકૃત ભાષાઓને સરખાવી જોતાં સંસ્કૃત ભાષા ઘણી શ્રેષ્ઠ અને સંપૂર્ણ જણાય છે, અને પ્રાકૃત ભાષા ઘણી ન્હાની અને અપૂર્ણ જણાયછે. પ્રાકૃત ભાષામાં મૂળગું દ્વિવચન નથી, તથા કેટલાંએક ક્રિયાપદ નથી. સંસ્કૃત શબ્દનાં લિંગ પ્રાકૃતમાં ફરી જાયછે. અક્ષિ શબ્દ સંસ્કૃતમાં નપુંસક લિંગે છે, તેના અપભ્રંશ સ્ત્રીલિંગે બોલાયછે. પ્રાકૃત ભાષાની અપૂર્ણતાને લીધે એમાં વિદ્યાઓના તથા પ્રૌઢ વિષયોના ગ્રંથ કોઈ પંડિતે રચ્યા નથી, અને નવા રચિયે તો તેમાં ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દ લેવા પડેછે. નવા અપભ્રંશ કરવાનો તો પ્રાકૃત વ્યાકરણ કરનારાઓએ નિષેધ કર્યો છે. હેમચંદ્ર પંડિતે પ્રાકૃત વ્યાકરણમાં લખ્યું છે કે "પૂર્વના કવિયોએ જે શબ્દનો પ્રયોગ કર્યો ન હોય તેનો નવો પ્રયોગ કરવો નહિ, કારણકે અજાણ્યા

અપભ્રંશના અર્થનું જ્ઞાન થતું નથી." (पूर्वैः कविभिरप्रयुक्तानांशब्दानांप्रतीतिवैषम्यपरः प्रयोगोनकर्त्तव्य.) ઈત્યાદિ કારણથી પૂર્વના વિદ્વાનોએ પ્રાકૃત ભાષાને ઉત્તમ ગણી નથી તથા તેમાં પ્રૌઢ વિષયના ગ્રંથ રચ્યા નથી; કેવળ ભાટ ચારણાદિક માગણ લોકોએ રાજાઓની આખ્યાયિકાઓ (ચરિત્ર)નાં પુસ્તક રચ્યાંછે. જૈન બોદ્ધોએ પણ પ્રૌઢ વિષયોએ ભરેલા તર્કાદિક ગ્રંથ સંસ્કૃતમાં રચ્યાછે.

પ્રાકૃત ભાષાના વ્યાકરણોમાં સંસ્કૃત શબ્દ ઉપરથી પ્રાકૃત શબ્દ ઘડી દેખાડ્યા છે. પ્રાકૃત ભાષાના ઘણા ઉત્સર્ગ એક એક શબ્દમાંજ પ્રવર્તે છે, અને થોડાએક ઉત્સર્ગ અનેક શબ્દોમાં પ્રવર્ત્તેછે. એ બધા મળી આશરે ૮૦૦ ઉત્સર્ગ છે. એમાંથી શૌરસેની ઈત્યાદિ ભાષાઓ થઈ તેના આશરે વીસ વીસ છે. અપભ્રંશ ભાષાના એથી થોડાક વધારે છે. બાકીના ઉત્સર્ગ પ્રાકૃત ભાષાનાજ તેઓમાં જાણવા.

પંજાબ દેશમાંથી કેટલાએક આર્ય લોકો મારવાડ અને ગૂજરાત ભણી આવ્યા તેવારે પંજાબની પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઈ; અને પંજાબમાંથી કેટલાએક મથુરા કિંવા શૂરસેન દેશભણી ગયા તેવારે પંજાબની પ્રાકૃત ભાષા ઉપરથી શૌરસેની ભાષા થઈ. શૂરસેન દેશમાંથી મગધ દેશમાં ગયા તેવારે શૌરસેની ભાષા ઉપરથી માગધી ભાષા થઈ. શૌરસેની ઉપરથી પૈશાચી ભાષા થઈ એવું પ્રાકૃત વ્યાકરણમાં લખ્યુંછે, પણ એ ભાષા કિયા દેશની પ્રાચીન ભાષા હશે તેનો હજી શોધ લાગ્યો નથી. કેટલાએક મહારાષ્ટ્ર દેશની પ્રાચીન ભાષાને પૈશાચી કહેછે, પણ તેના

વ્યાકરણ સાથે મળતી નથી. પણ એ ભાષા પ્રાકૃત સાથે તથા અપભ્રંશ ભાષા સાથે તો અર્ધી મળેછે.

ભરતખંડના ઘણા દેશોની ભાષાઓની માતા પ્રાકૃત ભાષા છે અને પ્રાકૃતની માતા સંસ્કૃત ભાષા છે. આ ન્હાના ગ્રંથમાં પ્રાકૃત વ્યાકરણના ઉત્સર્ગ ગૂજરાતી ભાષા સાથે મળતા સઘળા તો લખી શકાય નહિ, માટે વાનગી જણાવવાને થોડા ઉત્સર્ગ લખ્યાછે; બાકીના કેટલાએક વિકાર પામતાં ઉદાહરણો ઉપરથી સમજનારના સમજવામાં આવશે. નીચેના ઉદાહરણોમાં सं० આવે ત્યાં સંસ્કૃત, प्रा० પ્રાકૃત, शौ० શૌરસેની, मा० માગધી, पै० પૈશાચી, अ० અપભ્રંશ, અને ગૂ० આવે ત્યાં પ્રાચીન ગૂજરાતી ભાષા સમજવી. પ્રાચીન ગૂજરાતી ઉપરથી નવી ગૂજરાતીનું રૂપ બદલાયછે, તેતો સહુના સમજવામાં આવશે, માટે સ્થાન રોકાય એ કારણથી તે લખ્યું નથી.

પ્રાકૃત વ્યાકરણના કેટલાએક ઉત્સર્ગ પ્રમાણે સંયુક્ત વ્યંજનમાંથી એક વ્યંજનનો લોપ થાયછે. અને એક ઉત્સર્ગ પ્રમાણે શેષ રહેલા બીજા વ્યંજનનું દ્વિત્વ થાયછે. જૂની ગૂજરાતી ભાષાના ઉત્સર્ગ પ્રમાણે બે વ્યંજનમાંથી એક લોપાયછે અને પૂર્વ સ્વરને દીર્ઘતા થાયછે. આ ત્રણ ઉત્સર્ગને એકઠા કરીને નીચેનાં ઉદાહરણ લખ્યાંછે તે જૂઓ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| सं. | अर्कः | बर्करः | सर्पः | चक्रं | नक्रं | दुग्धं | नग्नः |
| प्रा. | अक्को | बक्करो | सप्पो | चक्कं | नक्कं | दुद्धं | नग्गो |
| गू. | आक | [1]बाकरो | साप | चाक | नाक | दूध | नागो |

૧ રબારી લોકો બકરાને બાકરો કહેછે.

सं. पुत्रः सप्त अष्ट मृष्टं दृष्टं चिर्भटी कर्कटी
प्रा. पुत्तो सत्त अट्ठ मिट्ठं दिट्ठं चिब्भडी कक्कडी
गू. पूत सात आठ मीठुं दीठुं चीभडी काकडी

એક ઉત્સર્ગ પ્રમાણે અસંયુક્ત પકારનો વકાર થાયછે, ઉદા०

सं. दीपः कूपः वापी गोपालः सर्षपः कपर्दः तापः
प्रा. दीवो कूवो वावी गोवालो सरसवो कवडो तावो
गू. दीवो कूवो वावि गोवाल सरसव कउडो ताव
सं. विरूपः उडुपं दीपाली निपानं मण्डपः वपति
प्रा. विरूवो उडुवं दीवाली निवाणं मण्डवो वावइ
गू. वरूवो [1]उडवुं दीवाली निवाण मांडवो वावइ

સ્વરની જોડે નકાર હોય અને તે કોઇ વ્યંજનમાં ન મળેલો હોય તો તેનો ણકાર થાય.

सं. वचनं नयनं जमनं रन्धनं इन्धनं घनं हीनं
प्रा. वयणं नयणं जमणं रन्धणं इन्धणं घणं हीणं
गू. वयण नयण जमण रांधणुं इंधणुं घणुं हीणुं

સ્વરની પાસે ख, घ, थ, ध, भ એટલા વર્ણ હોય તો તેમનો ह थाय છે.

सं. नखरः मुखं मेघः प्राघुणः नाथः कथितं साधुकारः
प्रा. नहरो मुहं मेहो पाहुणो नाहो कहिअं साहुगारो
गू. नहर मुह मेह प्राहुणो नाह कहिउं साहुगार
सं. बधिरः वधूः वेधः अधुना शोभते लाभः लाभनं
प्रा. बहिरो वहू वेहो अहुणा सोहइ [1]लाहो लाहणं

---

१. દેવાકોઠે ક્ષુદ્ર નાવને ઉડવું કહેછે.

गू. बहिरो वहु वेह अहुणा सोहइ लावो लाहणुं

ह्य અને ध्य ને સ્થાને झ થાય છે. અને ज्ञ અને र्य ને સ્થાને ज्ज થાય છે.

सं. गुह्यं मुह्यति वंध्या संध्या अद्य विद्युत् कार्यं

प्रा. गुझं मुझइ वंझा संझा अज्ज विज्जुला कज्जं

ग. गूझुं मूझाइ वांझ सांझ आज वीजली काज

ष्ट ને સ્થાને ट्ठ અને त्य ને સ્થાને च્च અને क ને સ્થાને ख થાય છે.

सं. रुष्टः तुष्टः नष्टः सत्यं नृत्यं कीलः स्कंधः

प्रा. रुट्ठो तुट्ठो नट्ठो सच्चं नच्चं खीलो खंधो

गू. रूठो तूठो नाठो साचुं नाच खीलो खांध

ट જો પેહેલો ન હોય, સંયુક્ત ન હોય અને સ્વરની પાસે હોય તો તેનો ड થાય છે.

सं. घटः वटः तटं कर्पटः पर्पटः मर्कटः कुक्कटः

प्रा. घडो वडो तडं कप्पडं पप्पडो मक्कडो कुक्कडो.

गू. घडो वड तड कापड पापड माकडो कूकडो

એક એક શબ્દને એક એક ઉત્સર્ગ લાગીને જે પ્રાકૃત શબ્દ થાય છે તેમાંનાં થોડાંએક ઉદાહરણ.

सं. कदली कदलं नूपुरं गडूची उत्करः महाराष्ट्र वृद्धः

प्रा. केली केलं नेउरं गलोइ उक्केरो मरहट्ठ वूढो

गू. केलि केलुं नेपुर गलो ऊकेडो मरेठ बूढो

सं. श्यामाकः पारापतः किंशुकं जीर्णं हरितकीऋक्षुःदेवर

प्रा. सामओ पारेवओ केसुअं जूनं हरडइ रिच्छो दियरो
गू. सामो पारेवो केसुडुं जूनुं हरडइ रीछ दियर
सं. बदरं अतसी छागी पतितं दरः यष्टि सिंहः
प्रा. बोरं अलसी छाली पडिअं डरो लट्ठी सिंघो
गू. बोर अलसी छाली*पडिउं डर लाठी सिंघ
सं. पाषाणः षष्ठ शुष्कं स्तब्धः ऊर्ध्वं तीक्ष्णं स्नेहः भगिनी
प्रा. पाहाणो छठो सुक्कं ठड्ढो ऊब्भं तिक्खं नेहो बहिनी
गू. पाहाणो छठो सूकुं ठंढो ऊभुं तीखुं नेह बहिनि
सं. गृहं क्षीणं पनसः प्रभूतं तगरः वृश्चिकः भाजनं
प्रा. घरं झीणं फणसो बहुतं टगरो विञ्छुउ भाणं
गू. घर झीणुं फणस बहुत टगर विञ्छुउं भाणूं

ઉપર લખ્યા પ્રમાણે ઘણા શબ્દ સંસ્કૃત ઉપરથી પ્રાકૃત અને પ્રાકૃત ઉપરથી ગૂજરાતી થઈ ગયા છે.

વળી સંસ્કૃત ઉપરથી ઘણાંએક ક્રિયાપદ અને કૃદંતનામ પણ પ્રાકૃત અને ગૂજરાતી થઈ ગયાંછે. હવણાં ક્રિયાપદને છેડે સંસ્કૃત अस्ति ક્રિયાપદનું પ્રાકૃત સહાયકારક ક્રિયાપદ छे બોલેછે, તે સંવત્ ૧૫૦૦ ના સૈકાની પૂર્વે બોલાતું નહિ. ઘણાં પ્રાચીન ગૂજરાતી ગદ્ય પુસ્તકોમાં એ સહાયકારી ક્રિયાપદ લખ્યું નથી, તથા પ્રાચીન કવિતામાં પણ લખ્યું નથી.

सं. पतति स्वपाति हसति शृणोति बिभेति प्रस्थापयति कंपते
प्रा. पडइ सुवइ हसइ सुणइ बिहइ पट्ठावइ कंपइ

---

*ગૂજરાતીમાં રબારી લોકો બકરીને છાળી કહેછે.

गू.पडइ सुवइ हसइ सुणइ विहइ पठावइ कंपइ
सं.युध्यते खिद्यते भवति धुनाति स्नाति पृच्छति
प्रा.जुझइ खिज्जइ होइ,हुइ धुणइ ण्हाइ पुच्छइ
गू.जूझइ खीजइ होइ,हुइ धुणइ न्हाइ पूछइ
सं. सिञ्चति बुध्यते वहति भजते पालयति स्मरति
प्रा. सिञ्चइ बूझइ वहइ भजइ पालइ समरइ
गू. सींचइ बझइ वहइ भजइ पालइ समरइ
सं. भाषते मार्गयति उच्चरति भणति पठति रक्षति
प्रा. भाषइ मग्गइ ऊचरइ भणइ पढइ रक्खइ
गू. भाषइ मागइ उंचरइ भणइ पढइ राखइ
सं. चर्वते जमति वांछति त्यजति नृत्यति आराध्नोति
प्रा. चव्वइ जमइ वांछइ तजइ नच्चइ आराधइ
गू. चावइ जमइ वांछइ तजइ नाचइ आराधइ
सं.नश्यति परिहरति जानाति पीडयति प्रक्षालयति तरति
प्रा. नस्सइ परिहरइ जाणइ पीडइ पक्खालइ तरइ
गू. नासइ परिहरइ जाणइ पीडइ पखालइ तरइ
सं. पिबति निष्पद्यते वाचयति प्रणमामि अपसरति
प्रा. पिअइ निपज्जइ वाचइ प्रणमु अवसरइ
गू. पिअइ नीपज़इ वाचइ प्रणमु ओसरइ

સંસ્કૃત ભૂતકૃદંત ઉપરથી પ્રાકૃત રૂપ થાયછે તેનાં ઉદાહરણ.

सं. उत्कालितं प्रस्थापितं लिखितं कथितं गणितं

प्रा. उक्कालिअं पढाविअं लिखिअं कहिअं गणिअं
गू. ऊकालिउं पढाविउं लिखिउं कहिउं गणिउं

સંસ્કૃતમાં પૂર્ણ કાળમાં ભૂતાર્થ કૃત પ્રત્યય क्त्वा થાયછે તે ઉપરથી પ્રાકૃત ઉદાહરણ.

सं. हसित्वा कृत्वा लिखित्वा ज्ञात्वा पठित्वा
प्रा. हासिअ कारिअ लिखिअ जाणिअ पढिअ
गू. हसी करी लिखी जाणी पढी

સંસ્કૃતમાં ઉત્તરકાળમાં કૃતપ્રત્યય तुम् થાયછે તે ઉપરથી પ્રા०

सं. हसितुं लिखितुं कर्त्तुं हर्त्तुं सेवितुं वंदितुं
प्रा. हसिउं लिखिउं करिउं हरिउं सेविउं वंदिउं
गू. हसया लिखवा करवा हरवा सेववा वंदवा

સંસ્કૃતમાં શક્યાર્થ યોગ્યાર્થ અને આજ્ઞાર્થમાં तव्य પ્રત્યય થાય છે તે ઉપરથી પ્રાકૃત રૂપ.

सं. हसितव्यं कर्त्तव्यं लिखितव्यं ज्ञातव्यं श्रोतव्यं
प्रा. हासिअव्वं करिअव्वं लिखिअव्वं जाणिअव्वं सुणिअव्वं
गू. हसवुं करवुं लिखवुं जाणिवुं सुणवुं

સંસ્કૃતમાં વર્ત્તમાન કૃત પ્રત્યય शतृ છે તેનાં પ્રાકૃત રૂપ.

सं. हसन् पठन् वसन् हसन्ती लेखन्ती खेलन्ती
प्रा. हसन्तो पढन्तो वसन्तो हसन्ती लेखन्ती खेलन्ती
गू. हसतो पढतो वसतो हसती लिखती खेलती

નામને વિભક્તિઓ લાગેલાં કેટલાંએક સંસ્કૃત પ્રાકૃતરૂપ

१-१ १-३ ५-१ ७१ १-३ १-३
सं. घोटः घटाः घटतः घोटे वायवः मालाः

प्रा. घोडो घडा घडत्तो घोडे, घोडम्मि वायउ मालाउ
गू. घोडो घडा घडातो घोडे, घोडामां वायुउ मालाउ

१-३ ३-१ ३ १ ३-१ ३-१ ७ १ ७-१ ७ १
सं. बुद्धयः बुध्या सख्या गंगया वध्वा यत्र तत्र कुत्र
प्रा. बुद्धीउ बुद्धीए सहीए गंगाए वहूए जत्थ तत्थ कत्थ
गू. बुद्धीउ बुद्धीए सहीए गंगाए वहूए जाहिं ताहिं काहिं

१ १ १ ३ ३-१ ५-१ ६ ३ ७-१ १-१ १ २
सं. त्व यूयं त्वया त्वत्तः युष्माकं त्वयि अहं वयं*
प्रा. तुं तुम्हे तइ तुमत्तो तुम्हाणं तुमम्मि हं अम्हे, अम्हो
गू. तुं तुमे तइ तुमतो तुमारू तुममां हुं अम्हे, अम्हो

३ १ ३-३ ५-१ १-३ १ ३
सं. मया अस्माभिः मत्तः चत्वारः त्रीणि बहिस्
प्रा. मे, मइ अम्हे मज्झत्तो चत्तारो तीणि बहिर
गू. मइ अम्हइं मजतो चार तीणि बहिर

એ પ્રકારે સંસ્કૃત ઉપરથી ઘણાં પ્રાકૃત રૂપ થાયછે.

હવે સંસ્કૃત ઉપરથી પ્રાકૃત અને પ્રાકૃત ઉપરથી ગૂજરાતીમાં થયેલાં કેટલાંએક વાક્ય નીચે લખ્યાંછે. સંસ્કૃત વાક્યોમાં કહિં સંધિકાર્ય કરેચાં છે અને કહિં નથી કરેચાં.

सं. पंडितो जिव्हया शुद्धं वचनं उच्चराति अशुद्धं तु नहि
प्रा. पंडिउ जिभ्भाए सुद्धं वयणं उच्चरइ असुद्धं तु नहि

---

*अस्मद् શબ્દને સંસ્કૃત આદેશ વય અને પ્રાકૃત स=ह થયાથી अम्हे. પ્રાકૃતમાં આદેશ થયા પછી સંયોગી અક્ષર ઉલટપાલટ થાયછે.

गू. पडिउं जीभइं सुद्ध वयण ऊचरइ असुद्धं तु नाहि
सं. अहं सत्यं कथयामि युष्मदीयं धूपतैलं जलेप्रसरति
प्रा. हं सच्चं कहुं तुम्हकेरं धूपेल्लं जलम्मिपसरइ
गू. हुं साचुं कहुं तुमकेरुं धूपेल जलमांपसरइ
सं. मया वने सिंहो दृष्टः तस्य कर्बुरं रूपं भवति
प्रा. मइं वनम्मि सिंघो दिठो तस्स कब्बुरं रुवं होइ
गू. मइं वनमां सिंघ दीठो तेनुं काबरुं रुप होइ
सं. त्वया प्रेक्षितं नटो हसन् नृत्यति.
प्रा. तइं पेक्खिअं नडो हसन्तो नच्चइ
गू. तइं पेखिउं नट हसतो नाचइ
सं. ग्रामीणो मृष्टं मधुकं शर्करा सदृक्षं जानाति
प्रा. गामिल्लो मिठं महुअं सक्कर सारिक्खं जाणइ
गू. गामडींउ मीठुं महुडुं साकर सरिखुं जाणइ
सं. वृक्षतः शुष्कं पर्णं पतति। गोपालो जीर्णं पर्णंपातयति।
प्रा. रुक्खतो सुक्कं पणं पडइ। गोवालो जूनंपणं पाडइ।
गू. रुंखतउ सूकुं पान पडइ। गोवाल जूनुं पान पाडइ।
सं. नकुलः सर्पेण समं युध्यते। ब्राह्मणेन संध्याक्रियाकृता
प्रा. नउलो सप्पेण समं जुझइ। बंभणेण संझा किरियाकया
गू. नोल साप सिउं जूझइ। ब्राह्मणइं संध्याक्रियाकरी*

---

*स्त्रीलिंग जणावनारो आ प्रत्यय संस्कृतमां थायछे, तेनो अपभ्रंश भाषामां कांहिंई थायछे.

सं. मेघोगर्जति। मयूरोजलं पिबति। सागरजलं उच्छलाति
प्रा. मेहोगज्जइ। मोरो जलं पिअइ। सायरजलंउच्छलइ
गू. मेहगाजइ । मोर जल पिअइ ।सायरजल उछलइ
सं. अस्मदीये गूर्जरदेशे सर्वे लोकाः श्रीमन्तःभवति
प्रा. अम्हकेरे गूज्जरदेसे सव्वे लोगा सिरिमन्ताहुंति
गू. अम्हकेरे गूज्जरदेसे सहु लोग सिरिमन्त हुइ
सं० वधूः पितृ गृहं याति । श्वश्रूः गृह कर्म करोति
प्रा०वहू पिउहरं जाई । सासू घर कम्म करइ
गू० वहु पिउहर जाइ । सासू घर काम करइ
सं०मम भगिनी नवे कूपे पानीयं भरति अहमपि भरामि
प्रा०मज्ज हिहिनी नवे कूवे पाणीअं भरइ हंवि भरु
गू० मझ वहिनी नवे कूवे पाणी भरइ हूंवि भरु
सं० अद्य कुम्भकारःघटं न घटयाति कथं अनुद्योगःअस्ति
प्रा०अज्ज कुम्भारो घडं न घडइ कहं अणुज्जोउत्थि
गू०आज कुंभार घडु न घडइ किम अणूजो छइ

## शौरसेनी भाषा.

શૌરસેની ભાષા ઉપરથી ગૂજરાતી ભાષા થઈ નથી તે પણ જાણવું જોઇયે એટલા માટે એ ભાષાનાં થોડાંએક વાક્ય નીચે લખ્યાં છે.

सं ०तवनाथः महान् भभाति । पठित्वा कार्यं करिष्याति
प्र ०तुज्ज नाहो महन्तो होइ। पढि अ कज्जं करिस्सइ

शौ०तुझ नाधो महन्दो भोदिपाढि दुण कय्यं कारिस्सदि
गू० तुज नाह महन्त होइ । पाढि काज करि सइ
सं० हे राजन् एषःब्राह्मणःकथं सूखी भविष्यति
प्रा. हे राय एसो माहणो कहं सुहिउ होहि
शौ. हे रायं ऐसो वम्भगो कधं सुहिउ भविस्सदि
गू. हे राय एह ब्राह्मण किम सुखिउ होसइ

---

## मागधी भाषा.

शौरसेनी उपरथी मागधी भाषा थइछे. मागधी भाषा उपरथी गूजराती भाषा थई नथी पण ए भाषा जैन बौद्धोना धर्म पुस्तकोमां लख्याइ छे माटे एनी वानगी देखाडवा माटे थोडांएक उदाहरण नीचे लख्यां छे.

सं. महावीरो जिनेन्द्रःसर्वज्ञो भूतःतथापि तेने कष्टं सोढं
प्रा. महावीरो जिणंदो सव्वन्नो हूउ तहावितेण कठंसहिअं
मा. महावीरे जिणंदे सव्वञ्ञे भूदोतधावितेन कस्टंसहिअं
गू. महावीर जिणंद सर्वज्ञ हूउ तथापि तिणइं कष्ट सहिउं
सं. राज्ञोनगरे कोष्ठागारं शूरो नरो रक्षति
प्रा. रन्नोनयरे कोठारं सूरो नरो रक्खइ
मा. राइणो नयले कोस्टा गालं सूलेनले लक्खदि
गू. रायना नगरमां कोठार सूरो नर राखइ

मनुराजर्षिना वंशमां २५ मो पुरुष दशरथ राजा थयो. अने एना पछी ए वंशमां राम, लव, पद्म, ऋतुपर्ण

વજ્રપાણિ, શુદ્ધોદન અને બુદ્ધ એટલા પુરૂષ થયા. બુદ્ધ સૂર્યવંશી ક્ષત્રિય હતો પણ એણે પોતાનો વેદધર્મ મૂકીને વિક્રમ સંવત્‌ની પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર નવો ધર્મ ચલાવ્યો. બુદ્ધ પછી જૈનધર્મ ચલાવનાર વર્દ્ધમાનસ્વામી વિક્રમ સંવત્‌ના પૂર્વે ૪૭૦ વર્ષ ઉપર થયો એણે પણ બુદ્ધધર્મને મળતો વેદવિરૂદ્ધ ધર્મ ચલાવ્યો. એ બેહુ ધર્મ મગધ દેશ (બહાર)માંથી જન્મ્યા માટે એમનાં મૂળ ધર્મપુસ્તક માગધી ભાષામાં રચેલાં છે. અનાર્ય લોકોને પણ ધર્મ સમજતાં સુલભ પડે માટે દયાલુ તીર્થંકરોએ પ્રાકૃતમાં ધર્મ ગ્રંથ ભાખ્યાછે એવું એમના ગ્રંથોમાં લખેછે. વિક્રમના સમયમાં જૈનધર્મમાં સિદ્ધસેન પંડિત થયો તેણે પ્રાકૃત ફેરીને સંસ્કૃત ગ્રંથ કરવા માંડ્યા તે વાત તેના ગુરૂજીના જાણવામાં આવ્યાથી તેણે સિદ્ધસેનને તીર્થંકરનાં વચન ઉત્થાપક ગણીને પ્રાયશ્ચિત આપ્યું એવી તેમનાં ધર્મ પુસ્તકોમાં કથા છે. સંસ્કૃતમાંજ બોલવું તથા ગ્રંથ રચવા એવો આર્ય લોકોનો ધારો તેમણે તોડ્યો છે. પણ જેવારે તેમને વેદધર્મવાળાઓ સામા વાદ કરવાના પ્રૌઢ તર્ક ગ્રંથો રચવા પડ્યા તેવારે તેમને સંસ્કૃત વિના ચાલ્યું નથી. મગધ દેશમાં રાજગૃહનગરમાં પાંડવોના સમયમાં જરાસંધ રાજા રાજ કરતો હતો. વર્દ્ધમાન સ્વામીના સમયમાં રાજગૃહનગરમાં શ્રેણિક રાજા રાજ કરતો હતો.પછી શ્રેણિકના પૌત્રે પાટલીપુત્ર જેને હવણાં પટણા કહેછે તે નગર વસાવ્યું છે.

## पैशाची भाषा.

કેટલાએક ગ્રંથોમાં પૈશાચી ભાષાને ભૂતભાષા લખી

છે. ભૂત અને પિશાચમાં થોડોજ ભેદ તે કારણથી કોઈ પુસ્તકમાં એક અને કોઈમાં પૃથક લખ્યા છે. દશ પ્રકારની દેવયોનિમાં ભૂત અને પિશાચને ગણ્યા છે. એ લોકો રૂદ્ર-દેવ (તામસીદેવ) ની સેનામાં યોદ્ધા હતા, એવું પુરાણોમાં છે. એમની વંશના કોઈ લોકો આજ પૃથ્વી ઉપર હોવા જોઇએ. પૂર્વે કેટલાએક માણસો મુવા પછી દેવ અવતરવાની આશા રાખતા હતા અને કેટલાએક ભૂત અવતરવાની આશા રાખતા હતા. હવણાં લોકો ભૂત વળગ્યો એવું કહેછે તે ખોટું છે. પુરાણોમાં *દશ, પ્રકારની દેવયોનિમાં ભૂત અને પિશાચને એક ધર્મહીન અને ક્રૂર સિપાઈ જેવા લખ્યા છે. મને લાગેછે કે, તેમની વંશના ભૂતાનના લોકો હશે. પૂર્વે કૈલાસવાસી શિવદેવની સેનામાં પણ ભૂત લોકો હતા એવું પુરાણોમાં છે. ઉપરના લેખ ઉપરથી પૈશાચી ભાષા એટલે દેવોના સિપાઈયોની ભાષા જાણવી. ગૂજરાતી ભાષા સાથે પૈશાચી ભાષા મળતી નથી તે નીચેનાં વાક્ય ઉપરથી જણાશે.

सं. दुष्टःकष्टं सहते । कन्या अन्तःपुरंयाति
प्रा. दुठो कठं सहइ । कन्ना अंते उरं जाइ
पै. दुसटो कसटं सहदे । कञ्ञा अंदे उरं यादि
गू. दुष्ट कष्ट सहइ । कन्या अंतःपुर जाइ

---

*यक्ष[1] राक्षस[2] गंधर्व[3] सिद्ध[4] किन्नर[5] गुह्यकाः[6]।विद्याधराप्सरा[7] भूत[8] पिशाचा[9] देवयोनयः[10]। આ શ્લોક હલાયુધ કોશનો છે.

# अपभ्रंश भाषा.

સંસ્કૃત પ્રાકૃત ઉપરથી અપભ્રંશ નામની એક ભાષા થઇછે. આ ભાષા સિંધ, મારવાડ, મેવાડ, અવંતિ, સૌરાષ્ટ્ર, લાટ, કચ્છ, એટલા દેશની ભાષાઓને મળતીછે પણ ગૂજરાતી ભાષાને તો ઘણીજ મળતી છે. ગૂજરાતના સિદ્ધરાજ રાજાના હેમચંદ્ર પંડિતે સંવત્ ૧૧૯૮માં અપભ્રંશ ભાષાનું વ્યાકરણ કર્યું છે. આ ભાષા સંસ્કૃતના અપભ્રંશ શબ્દ મળીને થઇછે માટે આનુ નામ અપભ્રંશ ભાષા પાડ્યું છે. અપભ્રંશ ભાષામાં પૂર્વે ભાટ ચારણાદિક માગણ લોકોએ રાજાઓના રાસા બાંધ્યા છે. હવે આ ભાષા જાણવા માટે એમાંના થોડાએક શબ્દ અને વાક્ય નીચે લખ્યાંછે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | १-१ | १-३ | १-१ | १-१ | ७-१ | ७ १ | ७-१ | १-१ |
| सं. | श्यामलः | घोटाः | घोटः | गानं | यत्र | तत्र | कुत्र | देवेन |
| प्रा. | सामलो | घोडा | घोडो | गाणं | जत्थ | तत्थ | कत्थ | देवेण |
| अ. | सामलो | घोडा | घोडो-डु | गाणुं | जहिं | तहिं | कहिं | दवए |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ७-१ | १-१ | १-१ | १-३ | १-१ | १-१ | १-३ | १-१ | १-३ |
| सं. | तले | एष | एषा | सर्वे | क | त्वं | यूयं | अहं | वयं |
| प्रा. | तले | एसो | एसा | सव्वे | कोः | तु | तुम्हे | हं | अम्हे |
| अ. | तले-लि | एहो | एह | सहु | कवण | तुहुं | तुम्हे | हउं | अम्हे |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ३-१ | | | | |
| सं. | मया | भविष्यति | कथ | यथा | तथा |
| प्रा. | मे | होस्सई | कहं | जहा | तहा |
| अ. | मइ | होसइ | केम,किम | जेम,जिम | तेम,तिम |
| सं. | यादृक | तादृक | कीदृक | यावत् | तावत् |
| प्रा. | जइसं | तसइ | कइसं | जेत्तिलं | तेत्तिलं |

अ. जेहु तेहु केहु जेवडु, जेतुलु तेवडु, तेतुलु
गू. जेवु तेवु केवु जेतलु तेतलु
सं. इयत् एवं अथवा पश्चात् पुनः विना
प्रा. इत्तिलं एव अहवा पच्छा पुण विण
अ. एवडु एतुलु एम्व अहवइ पछइ पुणु विणु
गू. एतलु एम हवइ पछइ पण विणु
सं. युष्मदीयः अस्मदीयः कर्त्तव्यं वृद्धत्वं कृत्वा
प्रा. तुम्हकेरो अम्हकेरो करिअव्वं वूढत्तं करिअ
अ. तुहारो अम्हारो करेव्वउं पडपणुं करिअ
गू. तुम्हरो अम्हारो करवुं वडपणु करि
सं. मया ज्ञातं घोटो गृहेऽस्ति पुनर्घोटी नास्ति
अ. मइं जाणिउं घोडो घरेछइ पुणु घोडी नथ्थी
सं. युष्मदीयःपुत्रोऽत्रास्ति पुनरस्म दीयो नास्ति
अ. तुम्हारो पुत्तो आहिं छइ पुणु अम्हारो नथ्थी
सं. मया कथितं त्वां विना चंपा नगरं शून्यं भवति
अ. मइं कहिउं तुमं विणु चंपा नयरु सून्नुं होइ
सं. अंगुल्यो वायुना फुल्लिताः। इयदं तरं कथं भवति
अ. अंगुलीउ वायुए फुल्लिउ । एवडुं अंतरु केम होई
सं. यथा वयं तथा तेऽपि। अद्य वय मत्रा गताः
अ. जिम अम्हे तिम तेवि। अज्ज अम्हे आहिं आया

सं. लोह कारेण लोह कर्मार्पित्तं । कथं यूय मुत्थिताः
अ. लोहारइं लोहडुं अप्पिउं । किम तुम्हे उठ्ठिया

હેમચંદ્ર પંડિતે અપભ્રંશ ભાષાનું વ્યાકરણ કર્યુંછે તેમાં ઉદાહરણમાં અપભ્રંશ ભાષામાં રચેલા રાસાઓમાંથી લ- ઇને દુહા લખ્યા છે તેમાંના નીચે દુહા વાનગી દેખાડવા લખ્યાછે. પૂર્વે ગૂજરાતમાં અક્ષર આગળ માત્રાઓ લ- ખવાનો ચાલ હતો તે પ્રમાણે હવેથી સઘળુ લખાશે. દુહા જોડે સંસ્કૃત અર્થ પણ લખ્યોછે.

## दुहो.

ढाल्ला मइं तुहुं वारिया माकुरु दीहमाणु ।
निदए गमिहि रत्तडी दडवड होहि विहाणुं १
हे नायक मया त्वं वारितः माकुरु दीर्घ मानं
निद्रया गमिष्यति रात्रिका अवस्कंदं भविष्यतिविभातं

હે ઢોલા (સ્વામી) મે તને વાર્યો મા કર લાંબુ માન,
નિદ્રાએ રાતિ જશે ઉતાવળું થશે વહાણું. १

बिट्टीए मइं भणि अ तुहूं मा कुरु वंकी दिठ्ठि
पुत्ति मकणी भल्लि जिम मारइ हि अइ पइठि
हे पुत्री मया भणितं त्वां मा कुरु वक्रां दृष्टिं
हे पुत्रि सकर्ण भल्ली यथा मारयति हृदये प्रविष्टा

હે બેટી મે ભણ્યું મા કરય વાંકી દૃષ્ટિ
હે પુત્રિ કાનવાળી ભાલોડી જેમ મારે હૃદયે પેઠેલી

માળવામાં મંજુરાજા થયો, તે પોતાના ભત્રીજા ભોજને

યુવરાજ પદે સ્થાપીને તિલંગ દેશના તિલિપરાજાને જી-તવા ગયો, યુદ્ધ કરતાં મુંજ ઝલાયો, તેને તિલિપ દેવે કાષ્ટપંજરેમાં ઘાલ્યો; તિલિપની બેહેન મૃણાલવતી હતી તે મુંજ પાસે છાંની જતી, એ બેહુને પ્રીતિ થઈ મુંજનો પ્રધાન રુદ્રાદિત્ય હતો તેણે સુરંગ દેઈને મુંજને લેઈ જવાનું કર્યું તે વેળાએ મુંજે મૃણાલવતીને કહ્યું કે, તું મારી સાથે ચાલ્ય, પછી તેણે આવુંછું કહીને સુરંગની વાત તિલિપને કહી, પછી તિલિપે મુંજને ભીખ મગાવી ઈત્યાદિ વાત મુંજરાસામાં છે તેમાંના થોડા દુહા નીચે લખ્યાછે.

## दुहो,

पभणइ मुंज मृणालवइ जुव्वण गिउं मझुरि
जइ सक्कर सय खंड थिय तोय समिठी भूरि. १

મુંજ ભણે હે મૃણાલવતિ જોબન ગયું, તું ઝૂરે માં
જદિ સાકર શતખંડ થઈ તોય ઘણી મીઠી. १

झाली तुट्टवि किंन मूउं किन हूउं छारह पुंज।
घरिघरि भिक्ख भमाडीइ जिम मंकडु तिम मुंज. २

ઝોલી ત્રુટવી કેમ નમૂઆકે, રાખનો પુંજ કેમ ન થયો.
જેમ માંકડાને તેમ મુંજને ઘરે ઘરે ભીખવા ભમાડ્યો. ૨

લાકડું વેહેરતા સુતારને જોઈ મુંજ બોલ્યો.

काती करवत कापतां वहिं लउ आवइ छेह
नारी विध्या टलवलइ जाजीवइ ता देह

કાતે અને કરવતે કાપતાં વેહેલો છેડો આવેછે
પણ નારીએ વીંધેલા જ્યાંલગી જીવે ત્યાંલગી દેહ ટળવળેછે.

લોહારને જોઈ મુંજ બોલ્યો.

**आगि दाधा पालवइं छिन्ना वाधइं वृक्ष**
**नारि हुताशनि जालिया छार उडउ थिया लक्ष**

અગ્નિએ બાળેલા વૃક્ષ પાલવેછે અને છેદેલા વધેછે પણ નારીરૂપી અગ્નિયે બાળેલા લાખો રાખ થઈ ઉડેછે.

**अठोतरसु बुद्धडी रावण तणइ कपालि**
**एकू वुद्धि न सांपडो लंका भंजण कालि**

રાવણને કપાળે અઠોતરસો બુદ્ધિ હતી પણ લંકા ભં. જનકાળે એક પણ બુદ્ધિ ન ઉપજી.

માગધ દેશમાં રાજગૃહ નગરમાં વિક્રમ સંવત્‌ની પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર પ્રસેનજિત નામે રાજા થયો તેના રાસ કોઈ કવિયે અપભ્રંશ ભાષામાં કર્યોછે. તેમાંથી કેટલાએક દુહા લેઈ શુભશીલ ગણિયે સંવત્ ૧૫૦૯ માં એક સંસ્કૃત કથા કોશ કર્યો છે તેમાં લખ્યાછે તે અમે નીચે લખ્યા છે.

પ્રસેનજિત રાજાને સો પુત્ર હતા તેમાં મોટો પુત્ર શ્રે- ણિક હતો તે ઘણો બુદ્ધિશાળી હતો. કોઈ પ્રસંગે રાજાએ તેનું અપમાન કર્યું એ અપમાન તેનાથી ખમી શકાયું નહિ પછી તે અવંતિ દેશમાં જતો રહ્યો, તહિં એક વા- ણિયાને ઘેર વાણોતર રહ્યો, વાણિયે રાજપુત્ર જાણી પોતાની પુત્રી શ્રેણિકને પરણાવી અને ઘરજમાઈ કરીને રાખ્યો. આ વાત પ્રસેનજિતના જાણવામાં આવી પછી તેણે એક નીચે લખેલો સમસ્યાનો દુહો શ્રેણિક ભણી મોકલ્યો.

**कूकर कहितां काप थिउ घर जम्माइ थाइ**
**हईया हियालीका कहइ कवण भणउ बिहु मांहि?**

ઘરજમાઈ થયો અને તેને કુતરો કેહેતાં કોપ થયો; કોઈ સમસ્યા કહેછેકે બેહુમાં શું કેહેવું. ? ( એટલે ઘરજમાઈ તે કૂતરા તુલ્ય એ ઉખાણા પ્રમાણે એ સમસ્યા રચીછે.)

એ સમસ્યાનો દુહો વાંચીને શ્રેણિકના આંખિમાંથી આંસુ પડ્યાં અને તેણે એક દુહો પિતા ભણી મોકલ્યો.

मारण ताडण तिरस्कार वली करतां लहंति

अम्ह सरीखा बेटडा ते बोल्या न रहंति

બાપ મારણ તાડણ કરે અને તિરસ્કાર કરે ત્યારે મારા જેવા બેટા બોલ્યાવિના રહે નહિ.

ઉપરનો દુહો વાંચીને પ્રસેનજિતે ત્રણ દુહા મોકલ્યા.

अमीय रसायण अग्गली माय ताय गुरु सीस

जे नवि मानइ बप्पडा ते रलीया सविदीस

मन ऊपहरा बोलडा लहिसइ राज कुंआर;

हूं भणिउं वाणिउं तेह वयण फलसार

जीणि अवसरि जाईइ स्वामी तण उपसाउ

ताण नीर उतारणा किम सेवइ जइराउ

માત તાત ગુરૂ શિષ્ય એ અતિ ઉત્તમ અમૃતરૂપી ર- સાયન છે. જે બાપડો માને નહિ તે સહુ દેશે રખડેછે.

રાજકુમાર મન ઉપરના બોલ ખરા માનેછે પણ હું જે વાણી બોલ્યો તે વચનનું ફળ સારૂ છે.

જે સમયે સ્વામીની પ્રસન્નતા જોઈયે, તે સમે પાણી ઉતારનારો જઈને રાજાને કેમ સેવે.

એ ત્રણ દુહા વાંચીને શ્રેણિકે દુહો લખી મોકલ્યો.

**घर जम्माइ घरमणह ।तपर हुंस धरंति**
**पण अपमान्यां ।छारडां मरइ ।कदूरि फरंति**

ઘરજમાઇ તે ઘરનું માણસ તે ઉપર હુંસ ધરે પણ અપમાન કરેલાં છોરાં મરે કે દૂર ફરે.

એ દુહો વાંચીને પ્રસેનજિતે બે દુહા લખી મોકલ્યા.

**।जमि सभामाहि ।वालिउं ।त अपमान किमान**
**।साजि संभारि विचारि करिाता आराग उधान**
**।मार भणइ अम्ह पींछडां मइं ।मल्ही आंवाणइ**
**हुं अजि अगासातीह विणु ।तसिरिराय वाहइ**

જે હું સભામાં બોલ્યો તે અપમાન છે કે માનછે તેજ સંભારી વિચારીને ધાન આરોગો.

મોર કહેછે મેં પીછાં વનમાં મૂક્યાં હું અજી અગાસુ (પીછાં વગરનો) છું તે પીછાં રાજા માથે વહન કરે.

ઊપર લખેલા દુહાનો અર્થ સમજીને શ્રેણિકે લખ્યું.

**जाति एक जिपींछडइ ।मार दुहिल्लो कांइ**
**।तन वाणूं पींछडां भरी पूरीराहि आइ**

એક પીછું જતાં મોર શું દોહિલો છે તે નવાણું પીછાં વડે ભરપૂર રહેશે.

એ દુહો વાંચીને પ્રસેનજિતે એક દુહો લખી મોકલ્યો.

**।वडी ।करां पाटिआं बांधा बहु अगाणण**
**पइठाणूं छाडइ रहण तु तारि जइ ।कण**

હોડીનાં પાટિયાં બહુ બંધે કરી બાંધ્યાં હોય પણ એક પાટિયું જો સ્થાન છોડે તો શાણે તરાય.

એ દુહો વાંચી શ્રેણિકે દુહો લખ્યો.

**कल्पतरू नउ पानडूं ऊडिउं वाय वासण**
**तुतिहां माली छांहडी नवि अग्गासु ातण**

કલ્પવૃક્ષનું એક પત્ર વાયુ વશ થઈ ઉડયું તોપણ તેની છાયા શીતળ છે પણ તેથી કલ્પતરૂ કાંઈ અગાસુ એટલે પત્ર રહિત નથી.

એ પ્રમાણે ઉત્તર પ્રત્યુત્તર લખી રહ્યા પછી પ્રસેનજિતે શ્રેણિકભણી સેના મોકલીને એને દેશ જિતવાની આજ્ઞા કરી પછી શ્રેણિક સારાં સારાં વસ્ત્ર અને અલંકાર પિતાને મોકલીને દેશ જીતવા ગયો.

સંવત્ ૧૫૫૧ માં લખેલા એક પુસ્તકમાંથી અપભ્રંશ ભાષાની કવિતાનાં થોડાંએક પદ્ય મને મળ્યાંછે તે નીચે લખ્યાં છે.

## दुहा

**चंदन सरिखा सीयला जइसी नमणी ाकलि**
**परदुाक्ख ाजदुाक्खआ साहित सज्जन मिलि**

ચંદન સરખા શીતલ જેવી કલિ નમી હોય એમ નમ્ર, પારકે દુઃખે જે દુઃખિયા એવા સજ્જન હે સખિ મને મેળવ.

**भमारा ाराइ रण झणइ मुखि मूकइ नीसास**
**ार कंटाली ाकवडी तारा नाहि वीसास**

ભમરો રૂવેછે રણઝણેછે અને મુખે નિશ્વાસ મૂકેછે કે હે કાંટાવાળી કેવડી તારો વિશ્વાસ નથી.

पडि वन्नइ ददुर भला पडि वन्नं पालंति
ामघ मरंतइ ातमरइं जीवंतइ जीवंति

પ્રીતિવાળામાં દેડકો ભલોછે જેની ઉપર પ્રીતિ ધરી તે પાલન કરેછે મેઘ મરતાં તે મરે છે. અને જીવતાં જીવે છે.

ानिर गुणगारां माणसां गुणह नकराणा जाइ
सीह पाड्या छइ पंजरइ ाजा काढइ ाताखाइ

જે ગુણ કરવા યોગ્ય ન હોય તેને જઈ ગુણ કરવો નહિ સિંહ પાંજરે પડ્યોછે તેને જો કાઢે તો કાઢનારને ખાયછે.

ाकाठ कुसुंभा कृपणधन ए तीणि एकसभाव
ाता रस मूकइ अप्पणााजगल दीजइ पावं

કાઠું, કસુંબો અને કૃપણનું ધન એ ત્રણયનો એક સ્વભાવછે જો એટલાનિ ગળે પગ દીજિયે તો રસ મૂકેછે.

छासी ाकारा आफारा दासी ाकारा ानह
कंवल ाकारा वंधाणा ऋटिकि ादखाडि इाछह

છાસના આફરો દાસીનો સ્નેહ અને કાંબળાનું બાંધણ એટલાને ઝટકીને છેડો દેખાડવો.

ानिरगुण गाम वसंति जइ गुणवंता गुण जाइ
चंदण मलयागरु तणउ इंधण किऊं विकाइ

જો નિર્ગુણ ગામમાં વસેતો ગુણવંતના ગુણ જાય. વનમાં મલયાગરૂ ચંદન થાય છે તેને બીજાં ઈંધણાંનિ પાડે વેચે છે.

पान झडंतां इम कहइ सुण तरुवर वनराय
हमतम एह पटंतरा एक आवइ इक जाइ

પાન ખરતાં એમ કહેછે કે હે તરૂવર વનરાય તારે મારે એટલું પરંતર છે કે એક આવેછે તેવારે એક જાયછે.

## सारठा.

सरवर रूडइ ठाइ नीर भलुं पुण भावतुं
प्रगट न पीणउ जाइ वारि तरस छीपइ नहि १

રૂડા સ્થાનમાં સરોવર છે તેનું નીર ભલું અને ભાવતું છે પણ પ્રકટ જઇને પીવાતું નથી અને છાનું પીતાં તરસ છીપાતી નથી. ૧

त ता कीजइ रंग जतइ माणस रंजीइ
जा दीसइ मन भंग तारंग सुरंग मल्हीइ

તેટલો રંગ કરવો કે જેથી માણસ રંજન થાય પણ જો મન ભંગ દેખાય તો રંગ સુરંગ મૂકી દેવો.

जाइ मनह मुहाडि माणस ता वालावीइ
ऊठी दसि गालि कांइं भूंड भसावीइ

માણસનું મુખ જોઈ માણસને બોલાવવું ઊઠીને ગાળ દેશે તો ભૂંડને શા માટે ભસાવવું.

## चउपइ

नीच सरी सा कीजइ संग। चडइ कलंक हाइ जस भंग
हाथि अंगार लीयइ ज काइ कइ दाडइ कइ कालउ हाइ

નીચેનો સંગ કરતાં કલંક ચડે અને યશનો ભંગ થાય જો કોઈ હાથે અંગારો લે તો કાંતો દાઝે કે કાંતો કાળો થાય.

# ગૂજરાતી દેશ્ય શબ્દ વિષે.

જે શબ્દોનું મૂળ સંસ્કૃત કે પ્રાકૃતમાં જડતું નથી તેમને દેશ્ય શબ્દ કહેછે. ભરતખંડના સહુ દેશોમાં દેશ્ય શબ્દ છે. એ શબ્દો ભરતખંડના પ્રાચીન વાસ્તવ્ય મ્લેચ્છ લોકોની ભાષાઓમાંથી આવ્યા હશે. જેમ જેમ આર્યાવર્ત્તમાં આર્યકુલ પથરાતું ગયું છે તેમ તેમ તહિના પ્રાચીન વાસ્તવ્ય મ્લેચ્છ લોકો વન તથા પર્વતમાં ભરાતા ગયા છે. અને કેટલાએક રહ્યા છે તે સ્મૃત્યુક્ત વૃષલ ધર્મ પાળીને આર્ય લોકોના દાસ થઈને રહ્યા છે. જે લોકો વનમાં જઈ રહ્યાછે તે લોકોનો કાંઈ પણ વેદધર્મ સાથે સંબંધ નથી. તેઓ વિદ્યા, શિલ્પ, ખેતી ઈત્યાદિ કાંઈ સમજતા નથી ફળાદિક અને મૃગયાદિકે કરી પોતાની જીવિકા ચલાવે છે. પૂર્વે માણસ જાતિ એક બાપથી ઉત્પન્ન થઈછે માટે એ લોકો વેદોત્પત્તિની પૂર્વે જંગલી અવસ્થામાં માણસો હતાં, તે સમયે આર્યાવર્ત્તમાં આવ્યા હશે, માટે એમની ભાષામાં પણ કોઈ કોઈ શબ્દ સંસ્કૃત તથા અપભ્રંશ બોલાયછે. પણ કેટલાએક શબ્દો છેક અપભ્રંશ થઈ ગયેલા છે, તેનાં મૂળ સંસ્કૃતમાં જડતાં નથી માટે તે શબ્દોનું દેશ્ય નામ પાડ્યું છે. હેમચંદ્ર પંડિતે દેશી નામમાળા ગ્રંથ કર્યોછે તેમાંથી દેશ્ય શબ્દ મળી આવેછે. ઘણું કરીને દેશ્ય શબ્દ બાર ગાઉએ બદલાય છે. ગૂજરાતમાં વસાવા, ધાંણકા ઈત્યાદિ નામવડે જે લોકો પ્રસિદ્ધ છે તેઓ વન તથા પર્વતમાં રહેછે તેમની ભાષાતો પરિચય વિના ગૂજરાતો આર્યકુળના લોકોથી સમજાતી નથી. દૂબળા, કોળી,

ઝાંઘર ઈત્યાદિ લોકો આર્ય લોકોની વસ્તીમાં રહેછે તેમની ભાષા ગૂજરાતના આર્યકુળના લોકો જેવી થઈ ગઈછે તો પણ તેમાં જંગલી શબ્દ હજી ઘણા છે.

રોકુ, ઝાંખરૂ, દાથરી, ટીંપું, ખોળિયું, ધીંગલી, ખાખડું, ભોડું, ટીંબલુ, પોચકુ, ઠોબરૂ, બાચકો, ધાગો ઈત્યાદિ.

ઈત્યાદિ શબ્દોનું મૂળ સંસ્કૃતમાં જણાતું નથી માટે એમને દેશ્ય શબ્દ કહિયે છિયે. સંસ્કૃત ઉપરથી કેટલાક શબ્દ ગૂજરાતમાં અપભ્રંશ થયેલા બોલાયછે તેમની હજી પૂરી સંખ્યા નીકળી નથી, તહિ લગી દેશ્ય શબ્દ ભિન્ન પડ્યા નથી; માટે દેશ્ય શબ્દો વિષે વધારે વ્યાખ્યાન થઈ શકતું નથી. વળી જેને આપણે દેશ્ય શબ્દ માનતા હઈયે છિયે તેજ શબ્દ કોઈ સમે સંસ્કૃતનો અપભ્રંશ થયેલો જડી જાયછે. જેમકે दंड શબ્દનો અપભ્રંશ પ્રાકૃતમાં डंडो અને ગૂજરાતીમાં डांडो અને डांग ઇ૦ વળી કેટલાએક શબ્દ કોશમાં લખેલા નથી કેવળ બોલવામાંજ આવે છે તે પણ સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે સિદ્ધિ કરતાં સંસ્કૃત નીકળી આવે છે. ગૂજરાતમાં वंडळ શબ્દ નપુંસક અર્થમાં વપરાય છે એ શબ્દ કોશમાં નથી પણ વ્યાકરણ રીતિયે સિદ્ધ કરતાં व्यंडळ શબ્દનો અપભ્રંશ જણાયછે. એનો અર્થ અંડહીન એવો થાય છે.

## गूजराती भाषाने मळती भाषाओ.

સંસ્કૃત ઉપરથી ભરતખંડના ઘણા દેશોની ભાષાઓ થઇછે. માટે એ ભાષાઓ એક એક સાથે મળતી આવે છે. ગૂજરાતી ભાષા ગૂજરાતથી જે ઉત્તરમાં દેશો છે તે-

મની ભાષાઓ જોડે ઘણી મળતી છે. કારણકે ગૂજરાતના લોકો ઉત્તરમાંથી આવેલાછે. દીલ્લી, અજમેર, મારવાડ, મેવાડ, જયપુર ઈત્યાદિ ઉત્તર દેશોના રેહેવાસી જો ગુજરાતમાં આવેછે તો તેની ભાષા સમજતાં ગૂજરાતી લોકોને કાંઈ વિષમ પડતું નથી પણ મોટું અચરજ એછે કે ગુજરાતની પાસેના કોંકણ મહારાષ્ટ્ર ઈત્યાદિ દક્ષિણ ભણીના લોકો જો ગૂજરાતમાં આવેછે તો તેમની બોલી ગૂજરાતી લોકોથી મુદ્દલે સમજાતી નથી માત્ર જેટલા શબ્દ ઉત્તરમાંથી ગયેલા છે તેટલાજ સમજાયછે. જેમ મોભનું પાણી નેવે જાયછે એમ ઉત્તરના કેટલાએક શબ્દ દક્ષિણમાં ગયાછે. દક્ષિણની ભાષાઓમાં ઘણા શબ્દ જંગલી છે. મહારાષ્ટ્ર દેશમાં ઘણા જંગલી શબ્દ નથી પણ જેમ જેમ દક્ષિણમાં જઈયે તેમ તેમ જંગલી શબ્દ ઘણા બોલાયછે. દક્ષિણ સમુદ્ર કાંઠાની ભાષાઓતો છેક જંગલી છે એમાંના શબ્દ સંસ્કૃત ઉપરથી થયા નથી. બ્રાહ્મણ લોકો ઉત્તરમાંથી દક્ષિણમાં ગયેલાછે માટે એમના બોલવામાં તો કહિં કહિં સંસ્કૃત શબ્દ આવેછે.

ઉત્તર ભરતખંડની આર્યાવર્ત સંજ્ઞાછે, એને સંસ્કૃત પુસ્તકોમાં પુણ્યભૂમિ લખેલી છે. આર્યાવર્તના દેશોની ભાષાઓ એક બીજી ભાષા સાથે મળેછે તેમાં જો ભેદ ખોળિયે તો કહિં અપભ્રંશમાં કહિં બોલવાની રૂઢિમાં કહિં પ્રત્યયોમાં અને કહિં દેશી શબ્દમાં નીકળી આવેછે બાકી સહુ સમાનછે. સંસ્કૃતમાં અકારાંત નામને છેડે સપ્તમી વિભક્તિના એક વચનમાં ए બોલાય છે જેમ–देशे તેનું પ્રાકૃતમાં म्मि બોલાય છે જેમ देशम्मि હવે એ म्मि પ્રત્યયના અપભ્રંશ કહિં મે કહિંમાં થઈ ગયાછે. મહારાષ્ટ્ર

દેશમાં સપ્તમીનો પ્રત્યય आत થાયછે જેમ घरात એ પ્રત્યય સંસ્કૃત अंतर શબ્દ ઉપરથી થયોછે પણ પ્રાકૃત વ્યાકરણમાં નથી તથા આર્યાવર્ત્તમાં બોલાતો નથી. સંસ્કૃતમાં અકારાંત નામને ષષ્ટીના બહુ વચનનો પ્રત્યય आना લાગે છે જેમ-દેવાના પ્રાકૃતમાં એનો અપભ્રંશ દેવાણ થાયછે. ગૂજરાતીમાં દેવોનું થાયછે. ઉતર ભરતખંડના કેટલાએક પ્રત્યય દક્ષિણ ભરતખંડમાં ગયાછે. સંસ્કૃતમાં यत्र,तत्र,कुत्र अत्र, છે તેનાં પ્રાકૃતમાં जत्थ, तत्थ, कत्थ, अत्थ, એવાં રૂપ થાયછે. મારવાડીમાં जठे तठे कठे अठे થાય છે. મરાઠીમાં जिथे, तिथे, कुठे, इथे થાયછે. સંસ્કૃત त्र પ્રત્યયને ઠેકાણે પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં हिं પ્રત્યય થાયછે. जाहिं, ताहिं, काहिं, ताहिं. ઉત્તર ભરતખંડમાં નામને છેડે ષષ્ટીના એક વચનનો પ્રત્યય का લાગેછે જેમ-प्रभुका મરાઠીમાં એનો અપભ્રંશ चा પ્રત્યય લાગેછે જેમ-प्रभुचा. ગૂજરાતીમાં ना લાગેછે જેમ प्रभुना.

વ્યાપાર અને રાજ્યના સંબંધથી એક દેશના શબ્દ બીજા દેશમાં જાયછે. ભરતખંડમાંથી ઘણા શબ્દ યુરોપખંડમાં ગયાછે અને યુરોપખંડના ઘણા શબ્દ ભરતખંડમાં આવ્યાછે. વળી બે દેશોનો જહિં સંધિ હોયછે તહિં મિશ્રભાષા બોલાયછે. દમણમાં ગૂજરાતી અને કોકણી શબ્દ બોલાયછે. ડુંગરપુર અને વાંસવાડાભણી ગૂજરાતી અને મેવાડી શબ્દ બોલાયછે. સિરોહીમાં મારવાડી મિશ્ર ગૂજરાતી શબ્દ બોલાયછે. પાવા તલેટીમાં માળવી મિશ્ર ગૂજરાતી શબ્દ બોલાય છે. કછમાં સિંધી શબ્દ મિશ્ર થયેલા છે. ગૂજરાતથી ઉત્તરતા દેશોની ભાષા ઉપરથી ગૂ-

જરાતી ભાષા થઈછે. પંજાપી ઉપરથી ગૂજરાતીનાં ઉદાહરણ થોડાં નીચે લખ્યાં છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| सं. | मनुष्यः | त्वं | आत्मन् | नवमी | वैशाखः | ज्येष्ठः |
| प्रा. | मणुहो | तुं | अप्पण | नउमी | वइसाहो | जेठो |
| पं. | मनष* | तु | आप | नउमी | वइसाख | जेठ |
| गू. | माणस | तुं | आप | नउमि | वैशाख | जेठ |



## सिंधी उपरथी गूजराती भाषानां उदाहरण.

| | | | | | |
|---|---|---|---|---|---|
| सं. | स्वर्णकारः | लोहकारः | लोहं | लेखनं | वैशाखः |
| अ. | सोणारु | लोहारु | लोह | लेखणं | वइसाखु |
| सिं. | सोनारु | लोहरु | लोहु | लिखणुं | वैसाखु |
| गू. | सोनारु | लोहारु | लोहु | लिखणु | वैशाख |

મારવાડ, મેવાડ, અવંતિ એ દેશો ગૂજરાતની પાસેછે, માટે એ દેશોની ભાષા ગૂજરાતી ભાષાને ઘણી મળતીછે, તેતો સર્વ જન પ્રસિદ્ધ છે, માટે તેનાં ઉદાહરણ લખીને પુસ્તક વધારતા નથી પણ ગૂજરાતથી ઉત્તરાતા સિંધ અને પંજાબ દેશની ભાષાના સંખ્યા શબ્દનાં મળતાં ઉદાહરણ નીચે લખ્યાં છે.

---

* વેદની કોઈ શાખાઓમાં મૂર્દ્ધન્ય ष કારનો ઉચ્ચાર ख કાર થાયછે. ઉત્તર ભરતખંડી ભાષાઓમાં પણ એમજ બોલેછે લખેછે ष કારને વાંચેછે ख કાર.

| | सं० | प्रा० | पं० | सिं० | गू० |
|---|---|---|---|---|---|
| १ | एकं | इग | इग | एकु | एक |
| २ | द्वे | दो,दु,बी | दो | ब | बे |
| ३ | त्रीणि | तिणि | तिन | टे | त्रिणि |
| ४ | चत्वार | चार | चार | चारि | चार |
| ५ | पंच | पंच | पंज | पंच | पांच |
| ६ | षट् | छ | छे | छ | छ |
| ७ | सप्त | सत्त | सत्त | सत्त | सात |
| ८ | अष्ट | अट्ठ | अठ | अठ | आठ |
| ९ | नव | नव | नउ | नव | नव |
| १० | दश | दह | दस | डह | दस,दश |
| ११ | एकादश | एआरह | गिआरां | यारह | अगियार |
| १२ | द्वादश | बारह | वारां | बारह | बार |
| १३ | त्रयोदश | तेरह | तेरां | तेरह | तेर |
| १४ | चतुर्दश | चउदह | चौदां | चोडह | चउद,चौद |
| १५ | पंचदश | पन्नर | पदरां | पंदह | पन्नर,पंदर |
| १६ | षोडश | सोलह | सोलां | सोरह | सोल |
| १७ | सप्तदश | सत्तरह | सत्तरां | सत्रह | सत्तर |
| १८ | अष्टादश | अठारह | अठारा | अडह | अढार |
| १९ | एकोनविंशतिः | एगुणवीसा | उणी | उणीह | एगुणी |

| | | | | |
|---|---|---|---|---|
| २० विंशति | वीसा | वीह | वीह | वीस,वीह |
| २१ एकविंशतिः | एगवीसा | इकी | एकीह | एकवीस |
| २२ द्वाविंशतिः | बावीसा | बाइ | बावीह | बावीस |
| २३ त्रयोविंशतिः | तेवीसा | तेइ | टेवीह | तेवीस |
| २४ चतुर्विंशतिः | चउवीसा | चौवी | चोवीह | चउवीस |
| २५ पंचविंशतिः | पंचवीसा | पंजी | पंजीह | पची,पचवीस |
| २६ षडिंशतिः | छवीसा | छवी | छवीह | छवीस |
| २७ सप्तविंशतिः | सत्तावीसा | सत्ताइ | सत्तावीह | सत्तावीस |
| २८ अष्टाविंशतिः | अट्ठावीसा | अट्ठाइ | अठावीह | आठावीस |
| २९ एकनत्रिंशत् | एगुणतीसा | ऊणती | ऊणटीह | एगुणतीसं |
| ३० त्रिंशत् | तीसा | तीह | टीह | तीस |
| ३१ एकत्रिंशत् | इगतीसा | इकती | एकटीह | एकतीस |
| ३२ द्वात्रिंशत् | बत्तीसा | बती | बटीह | बतरिस |
| ३३ त्रयस्त्रिंशत् | तेतीसा | तेती | टेटीह | तेतरिस |
| ३४ चतुस्त्रिंशत् | चउतीसा | चोती | चोटीह | चउतरिस |
| ३५ पंचत्रिंशत् | पंचतीसा | पैंती | पंचटीह | पांतरिस |
| ३६ षदत्रिंशत् | छतीसा | छती | छटीह | छतरिस |
| सं० | प्रा० | पं | सिं | गू० |
| ३७ सप्तत्रिंशत् | सत्ततीसा | सौती | सतटीह | साडतरिस |
| ३८ अष्टत्रिंशत् | अडतीसा | अठती | अठटीह | अडतरिस |

३९ एकोनचत्वारिंशत एगुणचालीसा उणताली उणेतालीइ एगुणचालीस

४० चत्वारिंशत् चालीसा चाली चाली चालीस

४१ एकचत्वारिंशत् एगुआलीसा इगताली एकेतालीह एकतालीस

४२ द्विचत्वारिंशत् बाआलीसा बैताली बाएतालीह बेतालीस

४३ त्रयश्चत्वारिंशत् तेआलीसा तिताली टेतालीह तेतालीस

४४ चतुश्चत्वारिंशत् चउआलीसा चौताली चोएतालीह चउआलीस

४५ पंचचत्वारिंशत् पंचआलीसा पैंताली पंजेतालीह पसतालीस

४६ षट्चत्वारिंशत् छआलीसा छिताली छाएतालीह छेतालीस

४७ सप्तचत्वारिंशत् सगचत्त सताली सतेतालीह सडतालीस

४८ अष्टचत्वारिंशत् अडचत्त अठताली अठेतालीह अडतालीस

४९ एकोनपंचाशत् एगुणवणा ऊणवंजा उएवंजाह एगुणपंचास

| | | | | |
|---|---|---|---|---|
| ५०पंचाशत् | पणासा | पंजाह | पंजाह | पंचास |
| ५१एकपंचाशत् | इगवणा | इकवंजा | एकवंजाह | एकावन |
| ५२द्विपंचाशत् | बावणा | बवंजा | बावंजाह | बावण |
| ५३त्रिपंचाशत् | तेवणा | तिवंजा | टेवंजाह | तेपण |
| ५४चतुःपंचाशत् | चउवणा | चौवंजा | चोवंजाह | चउपण |
| ५५पंचपंचाशत् | पञ्चावणा | पचवंजा | पंचबंजाह | पंचावण |
| ५६षट्पंचाशत् | छवणा | छिपंजा | छावंजाह | छपण |
| ५७सप्तपंचाशत् | सगवणा | सतवंजा | सतवंजाह | सत्तावण |
| ५८अष्टपंचाशत् | अडवणा | अठवंजा | अठवंजाह | अठ्ठावण |
| ५९एकोनषष्टि | एगुणसट्ठि | उणाहट | उणहठि | एगुणसाठि |
| ६०षष्टि | सट्ठि | सठ | सठि | साठि |

---

## ગૂજરાતી ભાષા.

જૂની ગૂજરાતી ભાષા કહિયે તો સંવત્ ૧૧૦૦ ના આરંભથી તે સંવત્ ૧૫૦૦ ના અંતલગી જાણવી, તે વાર પછીની ગૂજરાતી ભાષાને નવી ગૂજરાતી જાણવી. મુસલમાનોના આવ્યા પછી ગૂજરાતમાંથી સંસ્કૃત ભણવાનો ચાલ જતો રહ્યો, એ કારણથી નવી ગૂજરાતીમાં ઘણોજ વર્ણવિકાર થઈ ગયો છે, એટલુંજ નહિ પણ ઘણા જંગલી શબ્દ ભળી ગયા છે. જૂની ગૂજરાતીમાં જંગલી શબ્દ થોડાછે, અને અપભ્રંશ ઘણા છે. જેમ જેમ કાલાંતરે જંગલી શબ્દનો ભાષામાં સમાવેશ થતો ગયો, તેમ તેમ અ-

પભ્રંશ શબ્દ નીકળતા ગયા. વળી મુસલમાનોના ગૂજરાતમાં આવવાથી ગૂજરાતી શબ્દોમાં ફારસી શબ્દ ભળી ગયાછે. જેટલા ફારસી શબ્દ ભળ્યા તેટલા ગૂજરાતી શબ્દ ઓછા થયાછે પણ એ શબ્દો મૂળ મૂકીને હજી ગયા નથી; સ્ત્રિયો તથા ગામડાના લોકોના બોલવામાં આવે છે.

જે શબ્દ જૂની ગૂજરાતીમાં ગદ્ય પદ્યમાં લખાતા હતા તે વળી નવી ગૂજરાતીમાં પદ્યમાંજ લખાયાછે. અને હાલના કેટલાએક કવિયોતો એ શબ્દોને પદ્યમાં પણ વાપરતા નથી. तुम्हतणो, तुम्हकेरो नगर मझार, ते पाखइ। वरुउ, गरुउ, नयण, निहालइ, रयणी, आगर, मयंक, गयंद, रूठिउ, तूठिउ, वरद ઇત્યાદિ અપભ્રંશ શબ્દ જૂની ગૂજરાતીના ગદ્યપદ્યમાં લખતા હતા તે નવી ગૂજરાતીના પદ્યમાંજ રહ્યાછે. કેકલાએક જૂની ગૂજરાતી ભાષાના અપભ્રંશ શબ્દ એવા છે કે તેમનો અર્થ પણ હવણાંના લોકો સમજતા નથી. વિક્રમ સંવત્ ૧૩૫૬ માં ગૂજરાતમાં મુસલમાનો પેઠા તેવારથી હિંદુ લોકોને માથે ઘણાં દુઃખ પડયાંછે તે કારણથી વિદ્યા ભણવાનો છંદ તેમનો જતો રહ્યો છે. ગૂજરાતના હિંદુઓની હાલ ૧૫ પેઢિયો અભણ અવસ્થામાં વીતી ગઇછે. જૂની ગૂજરાતી ભાષા અપભ્રંશ ભાષાના વ્યાકરણ પ્રમાણે લખાતી હતી. હવણાંના લોકોને એ ભાષા જો વાંચી સંભળાવિયે છિયે તો તેમને હાલની ભાષા જોડે સરખાવતાં વિપરીત લાગવાના કારણથી હાસ ઉપજેછે. કેટલાએક તો એ ગૂજરાતી ભાષા નથી એમ પણ કહેછે. હવણાં જૈન લોકો જૂની ગૂજરા-

તી પ્રમાણે બોલતા નથી પણ એમનાં ધર્મ પુસ્તકોમાં તો અદ્યાપિ જૂની ગૂજરાતી ભાષા પ્રમાણે લખાય છે. કારણ કે તેઓ જૂના પુસ્તકોનો ઉતારો કરતાં નવા પુસ્તકોમાં ભાષા બદલતા નથી. જૂની ગૂજરાતીના ગદ્ય-પદ્યના ગ્રંથ ગૂજરાતમાં બ્રાહ્મણોના ઘરોમાં તથા જૈન લોકોના ભંડારમાં ઘણાછે, પણ આ નિબંધ રચતાં મને જેટલા મળી આવ્યા છે તેમાંનાં કેટલાંએક જાણવા જેવાં વાક્ય આ પુસ્તકમાં લખ્યાંછે.

પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઈ અને અપભ્રંશ ઉપરથી જૂની ગૂજરાતી ભાષા થઈછે. જૂની ગૂજરાતીનું વ્યાકરણ અપભ્રંશ ભાષાના વ્યાકરણ સાથે ઘણું મળતું છે. દેવસુંદર ગુરૂના કોઈ શિષ્યે સંવત્ ૧૪૫૦ માં ગૂજરાતી ભાષાનું વ્યાકરણ રચ્યુંછે તેની એક પ્રતિ સંવત્ ૧૪૬૦ માં લખેલી મને મળીછે. આ ગ્રંથમાં ગૂજરાતી ભાષાની ઉક્તિયો લખીછે તે અજાણને પણ સમજ પડે એવીછે, માટે એનું નામ मुग्धावबोध औक्तिक પાડ્યુંછે. આ વ્યાકરણના ઉદાહરણમાં અમુક સંસ્કૃત વાક્ય ઉપરથી અમુક ગૂજરાતી વાક્ય થયું એવું દેખાડ્યું છે. તેમાંથી થોડાંએક ઉદાહરણ લેઈ નીચે લખ્યાંછે.

सं.चंद्रउद्गच्छति।वीतरागःवांछितंददाति।चैत्रःकटंकरोति

गू.चंद ऊगइ । वीतराग वांछित दिइ। चैत्रु कडुकरइ

सं.जीवःधार्म्मेण संसारं तरति॥चैत्रःलोकनसहवार्त्तां करोति

गू.जीवधर्म्मइं संसार तरइ। ।चैत्रु ।लोक सिउं वात करइ

सं.वृक्षतःपर्णं पतति। चैत्रस्य धनं ग्रामे अस्ति

गू.वृक्ष तउ पान पडइ। चैत्र तणउ धन गामि छइ

सं.चैत्रःग्रामे वसति। शिष्यःशास्त्रं पठित्वा अर्थं पृच्छति

गू.चैत्रु गामि वसइ। शिष्य शास्त्र पढी अर्थ पूछइ।

सं.कुम्भकारः घटंघटयितुं मृत्तिकां आनयति।

गू.कुंभार घाडा घडवा माटी आणइ।

सं.उदारःदातुं जानाति वा दातुं शक्नोति।

गू.उदार देइ जाणइ वा देइ सुकइ।

सं.कर्षणी हलं खटयन् बीजं वपति।

गू.करसणी हल खडतउ बीज वावइ।

सं.धर्म्मस्य कर्त्ता जीवः सुखं प्राप्नोति।

गू.धर्म्म तणउ कर्त्ता जीव सुख पामइ

सं.इह सुवर्णं समर्घं विक्रीयाते।श्रावकेण देवःपूजितः

गू.इह सोनउ सहु गउ वीकाइ। श्रावकइ देवपूजिउ।

सं.चैत्रःग्रामंगतः। मेघ वर्षति मयूरा नृत्यंति।

गू.चैत्रु गामि गिउ। मेघ वरसतइ मोर नाचइ।

सं. तत्र यत्र कुत्र अत्र कः किमपि परारि

अ. तहिं जहिं कहिं अहिं कवण काइं परारि

गू. तिहां जिहां किहां इहां कउण कांइ परारि

सं.काल्य परुत् यद्वार तद्वार अकस्माकं युष्माकं

अ. कालि पउर जहिवार तहिवार अम्हारउं तम्हारउं
गू. कालि पउर जिवार तिवार अम्हारउं तम्हारउं
सं. दिवगृहं सुप्तः जागृतः उत्थितः
अ. दिहरउं सुत्तउ जागिउं उठिउं
गू. डहरउं सूतउ जागिउं उठिउं

સંવત્ ૧૪૦૦ ના આરંભથી ગૂજરાતમાં ગૂજરાતી ભાષાનાં ગદ્યપદ્યનાં પુસ્તકો મળી આવેછે. એની પૂર્વે લખેલાં ઘણાં મળી આવતાં નથી. કેટલાએક કહે છે કે અલાઉદ્દીન ખુનીના સમયમાં મુસલમાનોએ હિંદુઓનાં દેવાલય અને પુસ્તકોનો નાશ કર્યોછે. જેટલાં પુસ્તકો મુસલમાનોથી છાનાં રહ્યાં એટલાં માત્ર રહ્યાં છે તે પુસ્તકો કેટલાએક ભંડારોમાંથી જડી આવેછે. કોઈ પુસ્તકમાં લખ્યાનો સંવત્ હોયછે અને રચ્યાનો સંવત્ હોતો નથી ત્યારે તહિં અનુમાન કરવું કે એ લખવાની પૂર્વે કોઈ વર્ષમાં એ પુસ્તક રચાયું હશે. હવે જૂની તથા નવી ગૂજરાતી ભાષા તે કેઈ તે જણાવવા માટે જૂનાં પુસ્તકોનાં થોડાં થોડાં વાક્ય લખ્યાં છે. પૂર્વે જૈન અને બ્રાહ્મણો એકજ રીતિએ લખતા હતા.

એક વેદિયા બ્રાહ્મણનું પુસ્તક સંવત્ ૧૪૮૧ માં લખેલું છે તેમાંથી કેટલાંએક વાક્ય.

वैशाख शुदि लूणदान दीजइ । कार्तिक शुदिनवमी चाखांदान दीजइ । आसा वदि तरसिगा दान दीजइ । माघमासि अमावास्या हम-

दान दीजइ । लघु बालक दंत विना मरइ तिहनूं सूतक दिन १। क्षोरकर्म्म करिउं हूइ तिहनूं सूतक दिन ३। कर्ण विंध तथा क्षोर करिउं हुइ तिहनूं सूतक दिन १०। जानाई दीधुं हुइ तिहनूं सूतक दिन १०। विवाह हूउं हुइ तिहनूं दिन १२। अथ नव ग्रह राशि भोग जाणिवा। सूर्य मास एक सोम दिन सवाबि मंगल मास डुढ बुध मास १ बृहस्पति मास १३ शुक्र मास१ शनेश्चर वरस अढी राहु वरस डुढ केतु वरस डुढ। अथ उपखाणा। तिलादिखुं तिलनी धार। एकमनि एक चित्ति देव मानवुं। वइरी माणसना हिअडा फूटा। बिलाडी नइ कींम सीकां त्रूटां। अणनूंतारि जमवा बइसइ। साप मरइनइ लाठी भाजइ। सूतु क्षत्र चरइ सहु काइ। अथ मलस्नानवार। आदित्यवारि जुमलस्नान कीजइ तु ताव चडइ। सोमवारि कांति वाधइ। भोमि बंधन मृत्यु। बुधवारि लक्ष्मी प्राप्ति हुइ। गुरो धन हानि। शुक्र संतानहानि। शनौ सुख समाधि। पशु प्रसव फल। श्रावण मासि दिवसि जु घोडी वीआई सिंह संक्राति जुगाइ वीआइ। माघ मासि बुधवारि

महिषी। वीआइ ।तधार्म्मद्दी जइ ग्रहशांति करावीइ तु शुभ हुइ । ज्योतिष । जन्मपत्री दीठइ आठ ।रखा ।मिलइ तु ।विवाह कीजइ.

वैद्क शास्त्रनुं एक पुस्तक घाणुं जूनुं मळ्युंछे पण त्रुटक छे माटे तेना लेख्यनो संवत् मळ्यो नथी पण एना लेख्य उपरथी तथा पत्र उपरथी संवत् १४०० ना सैकामां लखेलुं हशे एवुं अनुमान थायछे, एमांथी केटलांएक वाक्य

करंज मूल गाइ तणइं मूत्र सुं पीजइ हरस जाइ । छासिसउं पाकउं बीलुं पीजइ हरस जाइ । ।द्वालितणां वीज तणउं चूर्ण गुल ।सेंधव ।घाहरि दूधसुं वाटीइ हल्द्र मांहि घसीइ ।लपुदी जइ हरस जाइ । अरणी मूल गाइतणइ मूत्रसुं पीजइ हरस फीटइ । घूटा ।फाफल पाणीसु घसी ।लिगि ।लपु दीजइ पुरुष रोगु फीटइ ।

अगस्ति मुनीकृत रत्नपरीक्षा ग्रंथ संस्कृतमां छे तेनी टीका कोइये गूजराती भाषामां करी छे. ए पुस्तक घणुं जूनुं छे त्रुटक छे माटे लेख्यनो संवत् मळ्यो नथी. एमांथी थोडां वाक्य.

।मातीनू पाहिलउ आगर ।सिघलद्वीप जाणिवउ । बीजउ आगर आरव ।दश जाणिवउ । त्रीजउ आगर पारसीक ।दश जाणिवउ । चउथउ आगर बावर (सं०बर्बर) ।दश जाणिवउ ।

जेतला सर्व लक्षण परिपूरण पद्मरागमणि सिंघलद्वीपइ छइ। तेहनउ छट्ठउ भागरंध्र देश अनइ तुंबर देसिछइ। जे पद्मराग मणिना आगर कलहच देसि कहिआ तेमणि सिंघलद्वीपनउ त्रीजउ भाग जाणिवउ। ते कलहच देशना मणिनूं मूल घाडुं करवुं। केतलाइ सिंघल देसि महानदी मांहि इंद्र नीलमणिना आगर हूआ केतलाइ कलिंग देस माहि आगर हूआ। मतंग देसि सूर्पार देशि हिमाचल कलिंग आरब कोशल एताल देसि धउला राता पीला काला हीरा उपजइ।

જૈનધર્મનો નવતત્વ બાલાવબોધ નામે ગ્રંથ છે તેની એક પ્રતિ સંવત્ ૧૫૮૧ માં લખેલી મને મળીછે તેમાં ધર્મની વાતમાં ઔષધનાં દ્રષ્ટાંત લખ્યાં છે તેમાંથી કેટલાંએક વાક્ય.

केतली गोली अजमा पीपली मिरी भारंगी सुंठि प्रमुख द्रव्य करी ऊपनी हुइ ते वाय फेडइ। केतली गोली द्राख हरडइ आमलादिक द्राव्य नीपनी हुइ ते पित्त फेडइ। केतलीइ सुंठि कच्चूरउ खयर सारादिक द्राव्य नीपनी हूइ तेवाय श्लेषम फेडइ। इम एक गोली सयरनूं बल बधार

इ।एकइ ज्वर ।फडइ।एकि सान्निपात ।फडइ इत्यादि । ए ।गालीनी प्रकृति स्वभाव कहीइ अनइ ।त ।गाली बांधतां ।जहनी स्थिति बंधाइ।कतली ।गाली पांच दीस रहइ पछइ विणसइ ।कतलाइ मास दीस लगइ रहइ ।कतली बिमास रहइ ।कतली ३ मास ।कतली ४ मास ।कतली ६ मास ।कतली वरस लगइ रहइ ।कतलीइ घणा दीस रहइ पछइ विणसइ एस्थिति कहइ। वली ।त ।गाली बांधतां त्रीजउ रस बंधाइ एकि ।गालीनूं मधुरउ एकिनउ कडुउ एकिनउ चरकु एकिनु खाटउ रसहुइ। ।कतली नाव भाज ऊषाध नीपनी हुइ ताहनउ अति तीव्र रस हुइ कितली इनउ ।धाडउ हुइ ।कतलीनइ अति ।घाडउ रस हुइ.

જીવવિચાર નામના જૈન પુસ્તકનો કોઈએ ગૂજરાતી ભાષામાં અર્થ કર્યો છે એ અર્થવાળું પુસ્તક સંવત્ ૧૫૮૨ માં લખેલું મને મળ્યું છે તેમાંથી વાક્ય.

सिद्धना जीवनइ ।दह नथी प्राण नथी ।यानी नथी। जीव जिन वचन अणलहतउ संसार माहि घणूं फिरइ। अनइ घणूं फिरिसिइ। कीडा मांकाडा जू ऊया प्रमुख जीवनइ उत्कृष्ट आयुदिन ४९ ए-

गुणपंचास । माछी डांस भमरा तीड वीछी प्रमुख जीवनइ उत्कृष्ट आऊषं मास ५ हुइ.

શાલીહોત્ર અશ્વશાસ્ત્રનું પુસ્તક સંસ્કૃતમાં છે તેનો ગૂજરાતી ભાષામાં કોઇયે અર્થ કરેલો છે એ પુસ્તકની સંવત્ ૧૬૧૨ માં લખેલી એક પ્રતિ મને મળી છે તેમાંથી થોડાંએક વાક્ય.

मुखि चिहु पागि ये अश्वकाला हुइ ति आयाग्य ति यमदूत जाणिवुं । जिमणा गालनुं भमरु िसोख्य लक्ष्मी प्राप्ति करइ। का िख भमरा हुइ ति स्वामी नइ मारइ ति िघाडु िक्रश नइ वधारइ प्रवासि मरण करइ। िजइ िघाडानइ लिंगि भमरु हुइ ति वइरी पांहि मरावइ िय िघाडाना िहाठ नमलइ ति यमदूत जाणिवुं ति न राखवुं

જયદેવ કવિયે સંસ્કૃતમાં ગીતગોવિંદ ગ્રંથ રચ્યો છે, તેની ગૂજરાતી ભાષામાં કોઇયે ટીકા કરેલી છે. એ પુસ્તકની એક પ્રતિ સંવત્ ૧૬૪૩ માં ચરોતરમાં બિઢાશી ગામમાં રૂડજી નામના શ્રીગોડ બ્રાહ્મણે લખેલી મળી છે તેમાંથી વાક્ય.

विपुल पुलक पृथु िवपथु भंगा
श्वसित निमी लित विक सदनंगा

विपुल िवस्तीर्ण पुलक येरो मांच तीणिं सहित िछपृथु कहितां घणू वेप थुये धूजवूं तेहना भंग

शब्दि तरंग छिकां ।यहनि त्रिषि। वली केहवी छि श्वसित ये श्वासोश्वास तेहनि त्रिषि निमीलित ये नेत्र मेलवां तीणि करी विकसित थाध्यु छि अनंग काम कां येहनि विषि।

વિક્રમ સંવત્ ૧૬૬૨ માં સુરત બંદરમાં લખેલું જૈન પુ-સ્તકછે તેમાંની કવિતા.

।दह कुटुंब धन कारिमु कारिमु सयल संसार।सा-र धरम अरिहंतनु कर जिम उतरीइ पार। जीव ममता मूकीइ कीजइ समता सुजाण समताइं सुख पामीइ सास्वतां निरवाण ।र जीव ममता मुकीइ।१। ममता मूकी ।दहनी सुउर गय सकुमार ससरइ सीस मजालियुं नचलिउं एक लगार ।र जीव०की० २। गरव नकीजइ ।दहनु मलमूत्र भंडार सील सं-जम व्रत पालीइ एहमाहि एतलुं सार ।र जीव० की० ३। मातपिता बंधव सहु पुत्र कलत्र परिवार आप सवारथ सहु मिलुं ताहरू नाहि एक लगार ।र जीव०की०४।मा ।थछत्र धरावतु पिता स ।नह अपार ।माह बंधन नवि वांधिउं धन २ खंधकुमार ।र जीव०की०५। चरिया सुणंतां ।जहनी ।राम ऊभां थाय खाल उतारी ।दहनी ।त मुनि समरू

सुजाण ।र जीव०की०६ । षटखंड पृथिवी परिहरी परिहरया सयल भंडार एकाकी संजम लीउं चक्रवर्त्ती सनतकुमार ।र जीव०की०७।सातमी ।भामइ पुढता सुरसम सज्जाहि ।त पुहुढइ भूइ सायरइ ।दइ उसीस वाहि ।र जीव०की०८।तपतपी काया ।साषवी सालिभद्र अति सुकुमार घर आव्या नावि उलख्या न रह्या एक लगार ।र जीव०की०९। अनंत जीव शिवपुर गया कीधी समता सुजाण वलीय अनंता जाय ।स समता तणइ गुण ।र जीव०की०१०।

પાટણમાં પ્રખ્યાત કવિ ત્રવાડી ભાલન થયો તેણે કાદંબરીના વાત ઉપરે ગૂજરાતી ભાષામાં કાવ્ય રચ્યું છે. તેનું એક પુસ્તક સંવત્ ૧૬૬૨ માં લખેલું મને મળ્યું છે તેમાંનાં થોડાંએક પદ.

आथमता रवि ।करा किरण।वृक्ष चढ्या मेहेली निधरण।उरधमुखे तापस तपेहेज।जाण ।ताण पीधुं तेज।
राता तरू दीसिछि तथा ।रक्तांबर ऊगवीयांयथा ।
संध्या अरुण आथमाति सूर । जाणिऊडाडयुं सिंदूर।
ठामि ठामि दूहिछि गाय । सुंदर शब्द शोडिनाथाय।
अग्निहोत्रना हुइ होम । शाम रक्त शुं दीसि व्योम।
रवि विरहिकी पमनी । प्रोषितपतिकायम पद्मनी ।

સિદ્ધપુરમાં ઔદીચ્ય જ્ઞાતિમાં ભીમ કવિ થયો તેણે સંવત ૧૫૪૦ માં હરિલીલા સોળકળા નામનો ગ્રંથ રચ્યો છે તેની એક પ્રતિ સંવત્ ૧૭૦૨ માં લખેલી છે તેમાંનાં કેટલાંએક છુટક પદ્ય.

पोपट जिम वाणी ऊचरी । पण हैयडे नवि आवेहरी ।
विश्नु भक्ति कहेतां सोहली।सम्यक् परि करतां दोहिली
ब्रह्मचर्य व्रत उत्तमएह । अष्ट विधि नरपाले तेह ।
जीत्यो तेणे सकल संसार। वली वली तेहने करेजुहार
परनारी देखीनहि हाव । माता पुत्री भगिनी भाव।
सदा विचार विवेकी जेह ।विश्नुभक्त नर भणिये तेह।
इमकरतां दिनहूआ घणा।वचन स्वकेश गया सिरतणा
ब्रह्मा आव्या अंतरध्यान। तूठो वछ मागि वरदान ।
घरि बाहिरि नविधरामझारि। देवअसुरपन्नगनरनारि।
सूके नीले दिवसन राति मुझने मरणन आवे तात ।
माग्युं ते आप्युं वरदान । ब्रह्मा हूआ अंतर्धान ।
सुत प्रल्हाद वडो ते तणो। गुरुना पुत्र कन्हि ते भणे
पिता प्रसंगे पूछेवात । शुं शुं भणिओ केने तात ।
वलतो वचन कहे प्रल्हाद करी न जाणुं कूडो वाद ।
हरिनुं नाम न मूकुं घडी ।साची विद्या ए आवडी

સંવત ૧૭૧૦ માં લખેલા રાત્રિ ભોજન ગીતમાંથી થોડાં છુટક વાક્ય.

दिवसइ रंधाइ दिवसइ जिमीयइ । विहाणोना जनमा
ग सि उत्तरन दीसाकइ । जाइ लीधो विसराम ॥
इक दिन रमता भिटीआ । तहनी सुर सेवा करइ ।
ते नर पापि बांधिया । राति रंधावी मूकीएजी ।

રૂકિમણીહરણ સોજિત્રામાં દેવીદાસ ગંધર્વ થયો તેણે રચેલુંછે તેનું સંવત ૧૭૧૪ માં લખેલું એક પુસ્તક મારા જોવામાં આવ્યું તેમાંથી કેટલાંએક વચન.

शुकदेव वाणी ऊचारि राय परिक्षताने मनि भावि ।
विवाह वैकुंठनाथनुं जोवा अमर सहु आविरे ।
ब्रह्म सदनथी ब्रह्मा पधारया साथे सावित्री राणीरे।

પાટણના કવિ ત્રવાડી ભાલણે દશમસ્કંધ ગૂજરાતી કવિતામાં રચ્યોછે તેનું એક પુસ્તક સંવત ૧૭૫૫ માં લખેલું છે તેમાંથી વાક્ય.

---

## राग धन्याशी ।

हरीनयणीए हरिजी दीठा खडग लेइने धाताजी ।
भाइ उपरि रीस भराणा रंगे दीसे राताजी ।
मनमां जाणे हवडां मारयो देखी क्रोध भराताजी ।
चित्त चिंतवे तो शुं कीजे विपरीत थयुं विधाताजी।
त्राहि त्राहि स्वामी जगजीवन भूंडोए पण भ्राताजी।
अपजस माहारे माथे कहेशे लोक आवता जाताजी॥

आवी पतिने चरणे लागी एणी पेरे बोले वाणीजी
तो तम्हने केम उलखे अति मूरख छे प्राणीजी
हु माटे मेहलो जीवतो सगो सालक जाणीजी
योगेश्वर तुं देवदेवछां समरथ सारिंगपाणीजी
दीननाथ हुं कही न सकुं वात कांइए ताणीजी
वाय कोलि तणी पेरे धूजे शामा तणु शरीरजी

સ્કંદપુરાણ પ્રશ્નોત્તરખંડનું પુસ્તક કવિ હરદેવ ઔદિચ્ય જ્ઞાતિએ ગૂજરાતી ભાષામાં કરેલું છે તેની સંવત ૧૭૫૨ માં લખેલી પ્રતિ ઉપરથી થોડાંએક વાક્ય.

नैषध देश तणो भूपति।तेने नारि दमयंती सती
चंद्रसेन तेनो सुत सार।धर्म धूरंधर तेज अपार
तेनो पुत्र चंद्रांगद नाम।सुर शिरोमणि पूरण काम
ते संघाते विहीवा करयो।चित्रवर्मा बहु हर्षे भरयो।
विविधिपेरे करी पेहेरामणी।आप्या गजरथअंबरमणी।
अनेकदेशना भूपति मल्या।करीविवाह सहुपाछावल्या
कुअर रह्यो ससराने घेर। मित्र समी परमे बहू पेरे।
एकदिवस जलक्रीडा करे। क्षुद्रनाव लेइ जलमां तरे।

સંવત ૧૮૦૦ ના સૈકામાં લખેલાં પુસ્તક સંવત ૧૭૦૦ ના સૈકા જેવાંજ છે માટે તેનાં વાક્ય ગ્રંથ વધી જાય એ કારણથી લખ્યાં નથી.

ઉપર લખેલા ચાર દોષથી કાલાંતરે વર્ણવિકાર થાય છે એ સિદ્ધાંત જણાવવા સારૂ નીચેથોડાંએક ઉદાહરણ લખ્યાંછે

सं. नयनं वचनं रमते ज्ञातं कः वापी उत्थितः
अ. नयणं वयणं रमइ जाणिउं कवण वावि ऊठिउं
जू. नयण वयण रमइ जाणिउं कउण वावि ऊठिउ
न. नेण वेण रमे जाण्युं कोण वाव्य, वाव उठ्यो
सं. निरीक्षते निभालयति सुवासिनी चतुर्मासं चतुरस्रं
अ. निरखइ निहालइ सुवासिनि चउमासुं चउरसुं
जू. निरखइ निहालइ सुवासिनि चउमासुं चउरसुं
न. नरखे न्याले सोवासेण्य चोमासुं चोरसुं

સંસ્કૃતમાં કોઈ શબ્દમાં નકાર હોય તેનો ણકાર થાયછે એ ઉદાહરણ ઉપર લખ્યાંછે પણ કેહિક સંસ્કૃતના ણકારનો ગૂજરાતીમાં નકાર થાયછે.

सं. चूर्णः कर्णः पर्ण चूर्णकारः जीर्ण
अ. चूणो कणो पणुं चूणारो जूणु
गू. चूनो कान पानुं चूनारो जूनुं

કેટલાએક શબ્દ સંસ્કૃત ઉપરથી પ્રાકૃત થએલા તેઓ નવી ગૂજરાતી લગી તેવાજ રહ્યાછે.

सं. नामामि [×]पत भूमिगः मूलगः देहली भूमिः यूथी
प्रा. नमु पड भूमिउं मूलगो डेहली भूई जूही
अ. नमु पड भूमिउं मुलगो डेहली भूई जूही
जू. नमु पड भूमेउं मूलगो डेहली भूइ जूही

---

× ક્રિયાપદ.

न.नमु पड भूमिउं मुलगो डेहली भूइ जूही

એક ભરતખંડમાં અનેક દેશ છે, તેમાંનો એક દેશ ગૂજરાત છે. સંવત્ ૭૫૦ ના આરંભથી ગૂજરાત દેશનો ઇતિહાસ જણાયછે. એ સંવત્‌ની પૂર્વે જે ગૂજરાતની સ્થિતિ હશે તે જણાતી નથી. જુના પુસ્તકોમાં ગૂજરાત દેશના અવધિ ખોળિયે તો ઉત્તરમાં અર્બુદાચલ પશ્ચિમે કચ્છનું રણ, દક્ષિણે મહી નદી અને પૂર્વે ડુંગરપુર વાસવાડા લગી નીકળે છે. કાલિકાચાર્ય ચરિત્રમાં ભૃગુકચ્છને લાટ દેશમાં ગણ્યો છે. શક્તિસંગમતંત્રમાં અવંતિ દેશથી પશ્ચિમે લાટ દેશ કહ્યોછે. લાટ શબ્દ ઉપરથી લાડવાણિયા નામ પડ્યુંછે. પૂર્વે જેવી ગૂજરાત દેશની રાજધાની પાટણ તેવીજ લાટ દેશની રાજધાની ભૃગુકચ્છ હતી. જૈન લોકોમાં એવી વાત છે કે ગૂજરાતમાં જેવારે કુમારપાલ રાજા રાજ કરતો હતો તેવારે ગૂજરાતમાં લાડ અને તાડને રેહેવા દીધા નહોતા. સુરતમાં અઠ્ઠાવીસ પ્રગણાં લાટ દેશમાં છે. શક્તિસંગમતંત્ર, રત્નકોશ ઇત્યાદિ ગ્રંથોમાં गूर्जठ, लाट, सौराष्ट्र, कच्छ એ ચારે દેશોને ભિન્ન ભિન્ન ગણ્યાછે. હવણાં વિદ્યાખાતાના અધિકારિયોએ એ ચારે દેશની ભાષા મળતી જોઇને એ ચારેનું એક નામ ગૂજરાત પાડ્યું છે. પણ તેમની બોલી અને પાઘડીની બાંધણી અદ્યાપિ દેશભેદનું લક્ષણ કહી દેખાડેછે. સુરત ભણીના લોકો અદ્યાપિ અમદાવાદીને ગૂજરાતી કહે છે. કુમારપાલ ગદ્યબંધ, અને રત્નમંદિર કવિકૃત ભોજપ્રબંધમાં વારંવાર गूर्जरत्रा શબ્દ લખ્યોછે. એ શબ્દનાં રૂપ સ્ત્રીલિંગે લખ્યાંછે. એ શબ્દનો અપભ્રંશ ગૂજરાત થયોછે.

કેટલાએક ગાંડી ગૂજરાત કહેછે તે ઉપરથી સ્ત્રીલિંગ પણ જણાય છે, પણ ઘણા ગ્રંથોમાં ગૂર્જર નામ લખ્યુંછે. હિંદુ રાજાઓના સમયમાં ગૂર્જર દેશ વિદ્યામાં વખાણતો હતો. ગૂજરાત દેશની ભાષા અમૃતના જેવી મીઠી છે એવું વિશ્વગુણાદર્શ ગ્રંથ કરનાર વ્યંકટાચાર્ય દ્રવિડ પંડિતે લખ્યુંછે.

---

# ગૂર્જરી લીપી.

ભરતખંડના ઘણા દેશોમાં એક મોટી વ્યાપક લીપી કહિયે તો દેવનગરી લીપી છે. ભાષાની પેઠે આ લીપી પણ ઉત્તર દેશમાંથી સર્વત્ર પસરી છે. જૈન, બૌધ, અને વેદાનુસારી લોકો ઘણા કાળથી પોતાનાં પુસ્તક દેવનગરી લીપીમાં લખતા આવ્યા છે. જેમ ઇંગ્રેજીમાં પુસ્તકની અને વ્યવહાર લેખની બે લીપિયો ભિન્ન ભિન્ન છે તેમ ભરતખંડના દેશોમાં પણ ભિન્ન ભિન્ન છે. પુસ્તકની લીપી ઉપરથીજ વ્યવહારી લેખની લીપી થઈ છે. પુસ્તકની લીપી કરતાં વ્યવહારી લેખની લીપી ઉતાવળથી લખતાં ભિન્ન પડી છે. પુસ્તકની લીપીમાં પ્રત્યેક અક્ષરનું માથુ બાંધવામાં આવેછે અને વ્યવહારી લેખની લીપીમાં એક ઓળના અક્ષરોનું માથું એકજ લીટીથી લખવામાં આવેછે.

જેમ સંસ્કૃતના અપભ્રંશથી અપભ્રંશ ભાષા થઇછે તેમ દેવનગરી લીપી ઉપરથી ગૂજરાતમાં વ્યવહારી લેખની લીપી થઈ છે. જે અક્ષરોનો મોડ લખતાં સરલ પડ્યોછે તેનો અપભ્રંશ થયો નથી. ગૂજરાતમાં દેવનગરી લીપીના અક્ષરોને શાસ્ત્રી અક્ષર કહેછે અને વ્યવહારી લેખના અક્ષરોને વાણિયાશાઈ કહેછે. હવે ગૂજરાતમાં ઉતાવળથીલખતાં કે-

ટલા અક્ષરોનો મોડ બદલાયો છે તેનું ચિત્ર નીચે લખ્યું છે.

क=ક=ક; ख=ખ=ખ; च=ચ; ज=જ=જ;

झ=ઝ; थ=થ; द=દ; फ=ફ; ब=બ; भ=ભ

श=શ; अ=અ=અ; इ=ઇ=ઈ; उ=ઉ; ऋ=ઋ

પૂર્વે પુસ્તક અને વ્યવહારી લેખમાં આ પ્રમાણે ए, ऐ, ओ, औ, લખતા હતા, તે બંધ કરીને હવણાં કેટલાએક અ ને માથે માત્રા કરીને अे अै ओ औ આ પ્રમાણે લખેછે. ग घ ङ छ ञ ट ठ ड ढ ण त ध न प म य र ल व ष स ह એટલા અક્ષરોનો મોડ બદલાયો નથી.

ગૂજરાતના વેપારી લોકોએ ઉતાવળથી લખતાં લીપીને છેક બગાડી દીધીછે. ઉતાવળથી તેઓ અર્ધા અર્ધા અક્ષર ઉચરે છે અર્ધા અર્ધા લખેછે. હ્રસ્વ દીર્ઘના ભેદ તો તેમાં ખોળ્યા જડતા નથી. વેપારી લોકોથી રાજદ્વારી લોકો સારૂં લખેછે અને રાજદ્વારી લોકોનાથી સરકારી નિશાળના વિદ્યાર્થિયો સારૂં લખેછે તોપણ હજી જેવો જોઇયે તેવો અક્ષર લખવામાં સુધારો થયો નથી.

જૂની ગૂજરાતીના લેખમાં જૈન અને વેદધર્મી લોકોએ એક ધારા પ્રમાણે પુસ્તકોમાં દેવનગરી લીપી લખી છે, પણ નવી ગૂજરાતીમાં વેદધર્મી લોકોએ લેખમાં ભેદ પાડ્યોછે. જૈન લોકો તો અદ્યાપિ પ્રાચીન ધારા પ્રમાણે લખેછે. હવણાં કેટલાએક લોકો પુસ્તકોમાં પાછળ માત્રાઓ કરેલી જોઇને જૈની લીપી કહેછે પણ એ તેમની ભ્રાંતિછે.

પૂર્વે જૈન અને બ્રાહ્મણ લોકો એકજ રીતિભાતિથી લખતા હતા. બ્રાહ્મણ લેખકોએ લખેલાં જૂનાં વેદનાં પુસ્તકોને જૈની પુસ્તકો સાથે સરખાવી જોતાં ભેદ જણાતો નથી.



# जूना लेख.

પૂર્વે ક્ષત્રિય રાજાઓના સમયમાં ધર્મ, રાજ્ય, અને વ્યવહાર સંબંધી કામમાં જે લેખ લખાતા હતા તે સંસ્કૃતમાંજ લખાતા હતા. ક્ષત્રિય રાજાઓના સમયમાં સંસ્કૃત લખવાના કામ ઉપર ઘણું કરીને કાયસ્થ લોકો રેહેતા હતા, તેઓ મુસલમાનો આવ્યા પછી ફારસી ભણીને ફારસીમાં લેખ લખતા હતા. મુસલમાનના રાજ્યમાં પણ ઘણાએક શિલા લેખ તો સંસ્કૃતમાંજ લખેલા છે; હવણાં એ લેખના અપભ્રંશ લખાયછે તેનાં કેટલાંએક વાક્ય

**संवत १३५६ वर्षे कार्त्तिक शुदि २ दिने गूर्जरदेशे**
સંવત ૧૩૫૯ વરખે કારતક સુદિ ૨ દને ગુજર દેશે

**चंपानगर वास्तव्य त्रिपाठि त्रंबकराम पार्श्वात्**
ચાંપાનેર વાસતેવ્યમ તરેવાડી તરમકરામ પારેસાત

**यतः। द्वितीये स्कंधे। तृतीयेस्कंधे। चतुर्थेस्कंधे।**
જત। બીજેકાંધે । તીજેકાંધે । ચોથેકાંધે ।

જૂના લેખોમાં વિરૂદાવલી સહિત રાજાવલી લખવાનો ચાલ હતો તે કાલાંતરે જતો રહ્યોછે બ્રાહ્મણાદિક વર્ણોને જે વિરૂદ મળતાં હતાં તેનાય પણ અપભ્રંશ હવણાં બોલાય છે, ત્રણ વેદ ભણે તેને ત્રિપાઠી કેહેતા હતા તેનો અપભ્રંશ હવણાં તરવાડી બોલેછે. पंडित શબ્દનો અપભ્રંશ પંડિઉ, થયોછે, તેમાં સંધિકાર્ય કરીને હવણાં પંડ્યો કહે છે. याज्ञिक નો અપભ્રંશ હવણાં जानी બોલે છે. उपाध्यायनो उपाध्यि बोलेछे. તેમજ द्विवेदिनो दवे, भट्टनो भट, शुक्लनो शुकल, वृंदनो वंद બોલેછે. यावच्चंद्रादिवाकरौ એવું લખતા હતા તેનું જાવોચંદરને દેવાકરા લખેછે.

ઉપર લખેલાં સહુ પ્રકરણમાં ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ અને તેમાં કાલાંતરે થયેલા વર્ણવિકાર છે.

---

# वर्त्तमान कालमां गूजराती भाषानी अवस्था.

પ્રાચીન સમયમાં આર્ય લોકોમાં જે વિદ્યા ભણવાના ધારા હતા તે કાલાંતરે જતાં જતાં હવણાં છેક જતા રહ્યા છે. પ્રાચીન સમયમાં પાંચ વર્ષનો બાળક થાય એટલે તેને અક્ષર વાંચતાં લખતાં શીખવતા હતા. ગામે ગામે વિદ્યાશાળાઓ હતી. વિદ્યા ભણાવનારા વિદ્યાગુરૂને पंडित કહેતા હતા, તેનો અપભ્રંશ હજી પંડ્યો કહેછે. નિશાળોમાં ગણિતમાં लीलावती ઇત્યાદિ ગ્રંથ ભણાવતા હતા. અક્ષર શીખવામાં मातृकाविवेक लीपीविवेक ઇત્યાદિ ગ્રંથ શીખવતા હતા, લેખ શીખવામાં लेखपद्धति, पत्रप्रशस्ति ઇત્યાદિ ગ્રંથ શીખવતા હતા. વાંચનમાં વિક્રમાદિ રાજાઓનાં પ્રબંધ શીખવતા હતા, નીતિમાં नीतिचाणक्य पंचोपाख्यान, कामंदकी ઇત્યાદિ ગ્રંથ શીખવતા હતા. બ્યાકરણમાં સિદ્ધો બ્યાકરણ શીખવતા હતા જેનું પ્રથમ સૂત્ર सिद्धोवर्ण समाम्नायः આછે. આ બ્યાકરણ ઘણું ન્હાનું અને સહેલુંછે. બાલકને સમજ પડે એવુંછે. ઘણા વૃદ્ધ દેશી મેહેતાજીઓને મુખે એ બ્યાકરણ હોયછે. પણ તેઓ હવણાં અત્યંત અશુદ્ધ ભણે છે. અને એમાં શું કહ્યું છે તે જાણતા નથી. જીભ વળે માટે સિદ્ધો ભણવો એવું સમજેછે.

જે દેશ પૂર્વે જંગલી અવસ્થામાં હતા, તેઓ ઇશ્વરેચ્છાથી કાલાંતરે સુધર્યાછે, તો તેમની ભાષા પણ પ્રતિદિન સુધરતી ગઇ છે. એ દેશોની ભાષાઓ જેમ જેમ પ્રાચીન

તેમ તેમ શુદ્ધછે. કારણ કે તેમની પ્રથમ સંસ્કૃત ભાષા ઉ- પરથી બગડતાં બગડતાં ભાષાઓ થઈ છે. એક વેળા બરતખંડમાં સુંદર સુધારો થયો હતો પછી *કલિ રાજાનો પ્રવેશ થયાથી વેમ, અપ્રીતિ, અભિમાન, અનીતિ ઈત્યાદિ રાક્ષસોનું બળ વધી ગયું તેથી લોકો હવણાં છેક જંગલી અવસ્થામાં આવી પડ્યાછે. લોકોના શરીરમાં નખથી તે શીખાલગી વેમજાળ બરીછે, તે કેમે કરી નીકળતી નથી. પ્રથમતો લોકો વિદ્યા શીખવામાંજ અનેક વેમ રાખેછે મુ- સલમાન રાજાઓએ હિંદુઓની છેક દુર્બલ અવસ્થા કરી છે. લોકોને એવા નઠારા રાજ્યમાં વિદ્યા શીખવાની સહા- યતા તો ક્યાંથીજ મળે. નઠારા રાજ્યમાં જેમ તેમ કરીને લોકોએ દિવસ કહાડ્યાછે. ઉપરના વૃત્તાંતમાં કેહેવાનો સાર એટલોછે કે જેવી લોકોની અવસ્થા તેવીજ ભાષાની પણ અવસ્થા થઇછે. કાશમાંથી કેળવણી કરતાં સેલડી નીપજેછે અને ભોટંગડીમાંથી કેળવણી કરતાં વંતાકડી નીપજેછે. પણ જો તેને કેળવ્યાવિના પ્રતિવર્ષ વવાયછે તો પાછી હતી તેવીને તેવીજ દશા થઈ જાયછે, એમ હવણાં હિંદુઓની અવસ્થા થઇછે. જે છોકરાને બાપે વિદ્યાનો સ્વાદ ચાખ્યો નથી તો તે છોકરાને વિદ્યા ભણવા ઉપર અભિરુચિ ઉપજાવવાનાં સુંદર વેણ કોણ બોલશે.

હિંદુ રાજાઓના રાજ્યમાં તો વિદ્યાસંબંધી અનેક ગ્રંથ બરતખંડમાં સંસ્કૃતમાંજ લખાતા હતા, તે કારણથી એક દેશના કોઈ વિદ્વાને રચેલું પુસ્તક સહુ દેશોના વિદ્વાનો ※સાર્થ વાંચી શકતા હતા. બરતખંડના સહુ દેશોમાં સહુ

---

*કલેશ. ※ અર્થ સહિત.

લોકો સંસ્કૃત ભણતા, ભણનારાઓને રાજાઓ સહાય આપતા હતા. હિંદુ રાજાઓ ગયાપછી મુસલમાનોએ આશરે ૫૮૦ વર્ષ લગી ભરતખંડમાં રાજ્ય કર્યું તેવારથી સંસ્કૃત ભાષમાં કેળવણી બંધ થઈ ગઇછે. હવણાં ઈંગ્રેજી રાજ્યમાં વિદ્યા સંબંધી કેળવણી આપવા માટે ભરતખંડમાં નિશાળો સ્થાપીછે, અને ભરતખંડના લોકોને કેળવણી આપવાનું કામ ચાલેછે. તેમાં દેશી ભાષામાં અને ઈંગ્રેજી ભાષામાં વિદ્યા શીખવેછે. ભરતખંડની દેશી ભાષાઓમાં પૂર્વે વિદ્યા સંબંધી પુસ્તક લખાયાં નથી, તે કારણથી દેશી ભાષાઓ અપૂર્ણ રહીછે. ધંધા રોજગારમાં જેટલા શબ્દ ઉપયોગમાં આવે એટલાજ શબ્દ દેશી ભાષાઓમાં બોલાયછે. ઈંગ્રેજી ભાષામાં અનેક પ્રકારના વિદ્યાસંબંધી ગ્રંથ થયાછે એ ગ્રંથોનું દેશી લોકોની કેળવણી સારૂ દેશી ભાષામાં ભાષાંતર કરતાં કેટલાએક શબ્દ મળતા નથી તેથી કેટલાએક વિદ્યાગુરૂઓ દેશી ભાષાઓને અપૂર્ણ કહીને નિંદા કરેછે

ઈંગ્રેજ સરકારે સંસ્કૃત અને ઈંગ્રેજી એ બે ભાષાઓમાં જો ભરતખંડના લોકોને કેળવણી આપવાનું કર્યું હોત તો ઘણું સારૂં હતું. સંસ્કૃત ભાષામાં છાપેલી ચોપડિયો આખા ભરતખંડના દેશોમાં ઉપયોગી પડત. વળી પૂર્વે ભરતખંડમાં વિદ્યા સંબંધી અનેક ગ્રંથો થયાછે તેમનો અર્થ સમજતાં પણ સુલભ પડત, સંસ્કૃત ભાષા પૂર્ણછે માટે ઈંગ્રેજી ભાષામાંથી સંસ્કૃતમાં ભાષાંતર કરતાં શબ્દોની પણ ખોટ પડત નહિ. હવણાંના વિદ્યાગુરૂઓ દેશી ભાષાઓની નિંદા કરેછે તે કરવાનો અવસર મળત નહિ. હવણાં એક દેશની ભાષામાં છપાવેલી, ચોપડિયો બીજા

દેશના લોકોના ઉપયોગમાં આવતી નથી અને ભિન્નભિન્ન ભાષાઓમાં ભાષાંતર કરવું અને છપાવવું એ પણ મોટું ગૌરવ થાયછે. આગળ જતાં વિદ્યા વધશે ત્યારે દેશી ભાષાઓમાં વિદ્યા સંબંધી શબ્દ મળશે નહિ અને સંસ્કૃત લીધાવિના ચાલશે નહિ ત્યારે હવણાંથીજ સંસ્કૃત ભાષામાં કેળવણી દેશી લોકોને આપી હોત તો ઘણું સારૂં હતું.

હવણાં ઘણા પુરૂષો ગૂજરાતી ભાષાને સુધારેવાની ઇચ્છા રાખેછે તેમાં કેટલીએક અડચણો નડેછે. ગૂજરાતમાં પણ બાર ગાઉએ બોલી બદલાયછે એ કારણથી ઘણા લોકોનાં ભિન્ન ભિન્ન મતછે. જન્મભૂમિની ભાષા સહુને સારી લાગેછે. એક પ્રગણાનો રેહેવાસી બીજા પ્રગણામાં ચાલતા શબ્દને જાણતો નથી અને હું ગૂજરાતી ભાષા જાણુંછું એવું અભિમાન રાખેછે, બાલમાં ઝાડ થતાં નથી માટે તેઓ ઝાડનાં નામ જાણતા નથી. નગરના લોકોમાં ખેતી કરવાનો ચાલ નથી માટે તેઓ ખેતીના શબ્દ જાણતા નથી, તેમજ ઝાડનાં નામ પણ જાણતા નથી. નગરના લોકો ગામડામાં ચાલતા શબ્દોને જંગલી કહેછે પણ ગામડાના બધા શબ્દ જંગલી નથી. નગરના લોકોથી ગામડામાં ઘણા શબ્દ અપભ્રંશ બોલાયછે ગામડાના લોકો લોટાને કળશિયો કહેછે તે સાંભળીને નગરના લોકો તેમને નિંદેછે પણ સંસ્કૃત કળશ શબ્દનો અપભ્રંશ કળશિયો છે. એમજ તરવાયો એ સંસ્કૃત ત્રિપદ શબ્દનો અપભ્રંશછે, જેના ઉપર બેશીને ગામડાની સ્ત્રિયો દુવેછે. ઇત્યાદિ અનેક મતનું વ્યાખ્યાન કરતાં પાર આવે એવું નથી માટે થોડામાં કેહેવાનું જે સંપૂર્ણ ગૂજરાતી જાણ્યા વિના ઘણા લોકો

ગૂજરાતી ભાષાનાં જાણપણાનું અભિમાન રાખેછે, એવા લોકો ભાષાંતર કરવાના કામમાં મુદલ યોગ્ય નથી.

વળી ગૂજરાતમાં લોકોના બોલવા ઉપર આધાર રાખિયે તો એક શબ્દને અનેક પ્રકારે લોકો બોલેછે. એકલા અમદાવાદ નગરમાંજ ब्राह्मण શબ્દના અપભ્રંશ भामण, भमण, ब्रामण, बांमण, भ्यामण, भरांमण, बांमण બોલાય છે. गुरु શબ્દના અપભ્રંશ गोर, गरु બોલાયછે. अर्पण ના અપભ્રંશ आप्य, आप, आल्प બોલાયછે. अधुना શબ્દના અપભ્રંશ अहुणा, अवणा, हवडा, हमणा બોલાયછે. ઇત્યાદિ શબ્દોના જે જે અપભ્રંશ બોલાયછે તેમાંથી કિયો અપભ્રંશ પુસ્તકોમાં વાવરવો જોઇયે એનો નિર્ણય થતો નથી.

વિદ્યાખાતાની જે જે ચોપડિયો મુંબઇમાં થાયછે તે શુદ્ધ ગૂજરાતી ભાષામાં થતી નથી તેમાં ગૂજરાતી ભાષાના ઘણા સરસ શબ્દની ખામી પડેછે. ફારસી શબ્દ નાખીને તેઓ તે ખામી પૂરેછે તેવારે તે ચોપડી ગૂજરાત તળમાં રેહેનારાઓને ગમતી નથી.

કેટલાએક વિદ્યાર્થિયો પરભાષા શીખતાં પોતાની ભાષાની રૂઢિ ભૂલી જાયછે. તેઓ પ્રત્યેક વાક્યમાં પરભાષાના શબ્દ બોલેછે તેથી સ્વભાષાની શોભા બગડેછે. કેટલાએક લોકો ગૂજરાત તળના રેહેવાસીછે પણ તેમની જાતિ સ્વભાવને લીધે र ને સ્થાને ड ઉચ્ચાર કરેછે. મારે ઘેર આવજો એવું બોલવું જોઇએ તહિં માડે ઘેડ આવજો બોલેછે. વળી કેટલાએક લને સ્થાને ર ભણેછે સવારે મળજો તહિં સવારે મરજો કહેછે. વળી કેટલાએક ઉતાવળથી બોલતાં પોચશે, વાંચશે, પાંચસે ઇત્યાદિ શબ્દોમાંથી ચ અક્ષર ખાઇને

પોછે, વાંછે, પાંછે બોલેછે અને મારા સાળા એવું બોલવું જોઇયે તહિં મારાળા બોલેછે. ગોવિંદને તહિં ગોવિંન બોલે છે જયને જે; આવી શકે નહિ તહિં આવી શકેની બોલેછે.

ગૂજરાતી ભાષામાં -હ્રસ્વ દીર્ઘ શબ્દ છે. અને જૂની ગૂજરાતીના પુસ્તકોમાં લખાયા છે. હવણાં લોકો બોલેછે પણ -હ્રસ્વ દીર્ઘના જ્ઞાન વિના લખી શકતા નથી. મુક્ત, ચુક્ક આ બે શબ્દ પ્રાકૃત વ્યાકરણના છે એમાંથી એક વ્યંજન જઇને ગૂજરાતી ભાષાના ઉત્સર્ગ પ્રમાણે પૂર્વે સ્વરને દીર્ઘતા થયાથી હવણાં મૂક, ચૂક એવું બોલાયછે. પણ નિશાળોના ઉપરિયો મુક, ચુક, આ રીતે -હ્રસ્વ લખવાની આજ્ઞા કરેછે. વળી તેઓ आवी शके नहि ઇત્યાદિ વાક્યોમાં नाहि શબ્દમાં લોકો -હ્રસ્વ ઇકાર બોલેછે પણ તેઓ नहीं આ રીતયે દીર્ઘ લખાવીને માથે બિંદુ ધરવાની આજ્ઞા કરેછે.

ગૂજરાતી ભાષાની કેળવણીમાં તથા પુસ્તક રચવામાં સંસ્કૃત પ્રાકૃત ભણેલો સ્વદેશી વિદ્વાન જોઇયે પણ એ પ્રમાણે થયાવિના ગૂજરાતી ભાષાની અવસ્થા છેક નઠારી થઈ ગઇછે તે કદી સુધરશે નહિ. ગૂજરાતી ભષામાં ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દ બોલવામાં આવેછે તે સંસ્કૃત નહિ ભણેલો હશે શી રીતે જાણશે, વળી શુદ્ધાશુદ્ધનો વિવેક તે કેમ કરી કરશે. કેટલાએક લોકો ङ અને ञ વર્ણને નિરૂપયોગી સમજીને વર્ણમાળામાંથી કાઢી નાંખેછે પણ એ વર્ણ ગૂજરાતી ભાષામાં શુદ્ધ સંસ્કૃત શબ્દ બોલવામાં આવેછે, તેમાં બોલાયછે; કોઈ પ્રસંગે કોઇને દિશાઓનું ભાન રેહેતું નથી તેને દિઙ્મૂઢ થઈ ગયો કહેછે. દિઙ્મૂઢ શબ્દ શુદ્ધ સંસ્કૃતછે કોઈ ङ ને સ્થાને ग લખવા ધારે પ-

ણ નાસિકા સ્થાનના મકારને જોઇને ગ કારનો નાસિકા સ્થાની ङ કાર બોલાયાવિના રેહેતો નથી તેનું ज्ञान સંસ્કૃત ભણેલા સમજેછે. બીજુ ऋणानुबंध ऋतु, ऋषि, ऋण ઇત્યાદિ શબ્દોમાં ऋ વર્ણ બોલાયછે તેને કાઢી નાંખીને र અક્ષર મૂક્યાથી रण શબ્દ બોલતાં સંગ્રામ ઇત્યાદિ અર્થ થઈ જાયછે. ગૂજરાતી ભાષામાં શુદ્ધ સંસ્કૃત શબ્દ બોલાતા હોય તે પણ કાઢી નાંખવા એવું જો મત કોઈ ચલાવશે તો ગૂજરાતી ભાષાને સુધરવાની આશા રાખવી નહિ.

કેટલાએક એવું કહેછે કે બહુાય અક્ષર કાઢી નાખવા અને ગૂજરાતી ભાષા ઈંગ્રેજી અક્ષરોએ લખવી પણ આ મત હિંદુ લોકોના માથા ઉપરથી પાઘડિયો ઉતારી લઇને ટોપિયો ઘાલવા જેવોછે, માટે ચાલશે નહિ.

---

## पारसीक शब्द.

પારસી ભાષા સંસ્કૃત ભાષાના જેવી મોટીછે. એમાં પણ સંસ્કૃત ભાષાની પેઠે અનેક વિષયનાં પુસ્તક રચાયલાંછે. ભાષાઓના જાણ પુરૂષો કહેછે કે લાટીન ગ્રીક અને પારસી ભાષા સંસ્કૃત ભાષા સાથે મળતીછે. મિહિર શબ્દ સંસ્કૃતમાં અને પારસીમાં સૂર્ય વાચકછે. સંસ્કૃત अश्ववार અને आप શબ્દ સાથે પારસી स्वार અને आब શબ્દ મળેછે. ભરતખંડમાં મુસલમાનોનું રાજ્ય થયું તેવારથી હિંદુભાષાઓમાં પારસી શબ્દ ભળી ગયા છે.

ભરતખંડમાં મુસલમાનો આવ્યા તે વારે હિંદુભાષાઓમાં પારસી શબ્દ બોલાવા માંડ્યા તે જોઇને હિંદુધર્મના ગુરૂઓએ વિચાર્યું કે આપણી ભાષા હવે બગડશે પછી

તેમણે એક વચન કાઢ્યું કે न वेदयावनीं भाषां प्राणाः कंठगतायदि જો કંઠે પ્રાણ આવે તોપણ યાવની ભાષા બોલવી નહિ. એ વચન સુણીને ઘણા લોકો સ્વભાષામાં પારસી શબ્દ બોલતા બંધ પડી ગયા તોપણ રાજદ્વારી લોકોને વારે ઘડિયે પારસી શબ્દવિના ચાલ્યું નહિ. તોપણ તેઓ ધર્મકૃત્ય વેળાએ મુખમાંથી પારસી શબ્દ બોલતા નહિ. કોઈ અજાણે પારસી શબ્દ બોલી જાય તો બ્રાહ્મણ લોકો તેમને સચૈલસ્નાન એટલે વસ્ત્ર સહિત સ્નાન કરાવતા હતા. ધર્મ ગુરૂઓને કોઈ પદાર્થનું નામ ઉચ્ચારવાનું પ્રયોજન પડતું તો તેઓ તેનું સંસ્કૃત નામ પાડીને વ્યવહાર કરતા હતા. અમદાવાદને રાજનગર કેહેતા હતા. પોતાના ધર્મ સંબંધી પુસ્તકોમાં તેઓ પારસી શબ્દ લખતા નહિ પણ કોઈ ઠેકાણે પાતશાહ ઈત્યાદિ નામનું પ્રયોજન પડતું તો લખતા હતા. મુસલમાન સિપાઈઓની ભાષા હિંદી અને પારસી મળીને ઉર્દુ એટલે લશ્કરી ભાષા થઈ ગઇછે. એમાં તેમણે કેટલાંએક પુસ્તક પણ રચ્યાંછે. પારસી શબ્દ લીધા વિના જેમ હિંદી ભાષા લખી શકાયછે તેમ ગૂજરાતી પણ લખી શકાયછે.

---

## गूजराती भाषाने दृढ करवाना उपाय.

ગૂજરાતી ભાષાને દૃઢ કરવાનો પ્રથમ ઉપાય એછે કે ગૂજરાતી ભાષાનો એક મોટો કોશ કરવો જોઇયે. કોશ કર્યાથી ગૂજરાતી ભાષામાં કેટલા શબ્દછે તેની સંખ્યા જડશે એક બે માણસથી કોશ કરવાનું કાંમ સારી રીતે થઈ શકવાનું નહિ એમાં ઓછામાં ઓછા આઠ ભાષા પ્ર-

વીણ માણસો જોઇયે. હવણાં ગૂજરાતમાં પ્રગણે પ્રગણે શબ્દ વેરાતાછે તેમને એકઠા કર્યાવિના ગૂજરાતમાં રેહેનારાને પણ ગૂજરાતી શબ્દોનું જ્ઞાન થવાનું નથી. એ કામમાં સંસ્કૃત પ્રાકૃત અને દેશ્ય શબ્દ જાણનારા પ્રવીણ પુરૂષને અગ્રણી સ્થાપવો જોઇયે. અને સંસ્કૃત પ્રાકૃત અને દેશ્ય શબ્દોમાં અનેક પ્રકારના ભેદછે, તેપણ કોશમાં પ્રકટ કરવા જોઇયે.

ગૂજરાતી ભાષાને દૃઢ કરવાનો બીજો ઉપાય એછે કે ગૂજરાતી ભાષાનું એક મોટું બ્યાકરણ કરવું જોઇયે. એ બ્યાકરણ કરનાર સંસ્કૃત પ્રાકૃત અને દેસ્ય શબ્દોને યથાર્થ રીતે જાણનારો તથા તેનાં બ્યાકરણનાર *-હસ્યને જાણનારો પુરૂષ જોઇયે. જે પુરૂષને ભાષાના બ્યાકરણ સંબંધી જ્ઞાન ન હોય અને પોતાની જન્મભૂમિના શબ્દોને વખાણીને દુરાગ્રહ કરતો હોય એવા પુરૂષને કોશ કે બ્યાકરણ કરવાના કામમાં અધિકાર આપવો નહિ.

ત્રીજો ઉપાય પદશુદ્ધિ અને વાક્યશુદ્ધિ કરીને ભાષા લખવાની એક પ્રકારની રીતિ ઠરાવવી જોઇયે જે રીતિને અનુસરીને આખા ગૂજરાતના લોકો લખે. પદશુદ્ધિ એટલે શબ્દની જાતિ સમજીને તથા તે શબ્દના અવયવ સમજીને -હસ્વ દીર્ઘાદિક ભેદવાળો જે શબ્દ જેવો હોય તેવો લખવો. વાક્યશુદ્ધિ એટલે વાક્યની યોગ્યતા અને અયોગ્યતા સંબંધી વિચાર કરીને તથા વાક્યના દોષ વર્જીને વાક્ય લખવું. પદશુદ્ધિ અને વાક્યશુદ્ધિમાં બ્યકરણ, તર્ક, અને કાવ્યપ્રકાશાદિક ગ્રંથ ભણેલાનું પ્રયોજનછે. જ્યાં જેવું જોઇયે ત્યાં તેવું વિશેષણ મૂકવું ઇત્યાદિ વિચાર એ ગ્રંથ

---

* તારતમ્ય.

જાણેના પુરૂષવિના બીજાથી થઈ શકવાના નહિ.

ચોથો ઉપાય એ જે ગૂજરાતી ભાષામાં કાવ્ય કરવાનો એક સરસ પ્રકારે પ્રકટ કરવો જોઇયે. હવણાં ઘણા કવિયો જે કવિતા કરેછે. તેમાં અનેક દોષ ભરેલા છે એ દોષનું જ્ઞાન થોડાંનેજ હશે. ઘણા કવિયો વિભક્તિ વગરેના બૂચા શબ્દ ગોઠવેછે. અને માત્રા અને ગણ મેળવવા માટે પોતાની ઇચ્છા પ્રમાણે શબ્દને ત્રોડી નાંખેછે. ધર્મ લખવાને ઠેકાણે ધ્રમ અને ગાંધર્વ ને ઠેકાણે ગાંધ્રવ લખેછે. વળી તેઓ રસ, અલંકાર, છંદ અને કાવ્ય સંબંધી વિચારેમાં સમજતા નથી, એટલા માટે રસ, અલંકાર, છંદ અને કાવ્ય કરવાની રીતિના ગ્રંથ પ્રકટ કરવા જોઇયે.

પાંચમો ઉપાય એછે કે, ગૂજરાતી ભાષામાં તર્કાદિક વિદ્યાઓના ગ્રંથ લખતાં તથા ભાષાંતરે કરતાં ઘણા શબ્દની ખોટ પડેછે માટે પ્રસિદ્ધ સંસ્કૃત શબ્દ લેવાની છુટ રાખવી જોઇયે. ગૂજરાતી ભાષાના પ્રાચીન ગ્રંથોમાં સંસ્કૃત શબ્દ વાપરેલા છે. સંસ્કૃતમાં બાણ કવિકૃત કાદંબરી ગ્રંથછે તેનું ભાષાંતર ગૂજરાતી ભાષાની કવિતામાં પાટણના ભાલન કવિયે કર્યું છે. તેમાં ઘણા શબ્દ સંસ્કૃતછે. જે વાવેલું પૃથ્વી ભેદીને ઉગેછે તેને સંકૃતમાં उद्भिज्ज કહેછે. એ શબ્દમાં વૃક્ષ, તૃણ વેલી, ઓષધિ, વનસ્પતિ, જાળાં, બાંટુઆં ઇત્યાદિનો સંગ્રહ થાયછે. એ બધાનું એક નામ કહેવું પડે તે વેળાએ ઉદ્ભિજ્જ શબ્દ લીધાવિના ચાલે એવું નથી, તેમજ નાળિયેરી, તાડ, સિંધણી, કેફળી, સાગુ, ખજૂરી ઇત્યાદિનું એક નામ तृणवृक्ष કહ્યા વિના ચાલે એવું નથી. તૃણ શબ્દ અને વૃક્ષ શબ્દ ગૂજરાતી ભાષામાં પ્રસિદ્ધ

છે, માટે એમનો અર્થ સમજવો કઠિન પડશે નહિ. ઉપલ્યા ઉદ્ભિજ્જોમાં તૃણધર્મ અને વૃક્ષધર્મ એ બેહુ રહ્યા છે માટે એમને તૃણવૃક્ષ નામ કહેવાથી કાંઈ બગડતું નથી.

છઠ્ઠો ઉપાય એ છે કે જે શબ્દ ગૂજરાતમાં બોલાતો ન હોય અને ભરતખંડમાં કોઈ દેશમાં બોલાતો હોય પણ તે શબ્દ બોલવાનો ઉપયોગ પડે તો તે શબ્દ લેવાનો અટકાવ કરવો નહિ. જુઓ આપણા દેશ જોડે કોંકણ દેશછે તેમાં પૃથ્વી પાણીવડે ભીનેલી રહેછે તેને કોંકણી લોકો પાણ-થળ કહેછે એ શબ્દ સંસ્કૃત पानीयस्थलनो અપભ્રંશ છે. ગૂજરાતમાં એવી પૃથ્વી નથી માટે એનું નામ નથી પણ વિદ્યાઓના ગ્રંથમાં એ શબ્દ લીધા વિના ચાલે એવું નથી. વળી સિંધુ નદીની વેળુમાં પાણીના સંયોગથી માણસ પ-શ્વાદિક પૃથ્વીમાં ઉતરી જાય એવો એ વેળુમાં ગુણ ઉત્પન્ન થાયછે તેને એ નદના કાંઠાના લોકો દલદલ કહેછે. એ શબ્દ પણ કાર્યપરત્વે લેવો જોઇએ ઈત્યાદિ.

સાતમો ઉપાય એ છે કે શુદ્ધ ગૂજરાતી ભાષા લખવી જોઇયે તેમાં વગર કારણે પરભાષાના શબ્દ લેવા નહિ. જ્યાંલગી પોતાની ભાષાના રમણિક શબ્દ મળે ત્યાંલગી પરભાષાના શબ્દ (ફારસી ઈંગ્રેજી) લેતાં પોતાની ભાષાના શબ્દ વાવર્યા વિના કટાઈ જાયછે પછી અંતે મૂળ મૂકીને જાયછે. બદસિકલ શબ્દ વાવરતાં વરવો, કદ્રૂપો, એ શબ્દ જાયછે. જૂની ગૂજરાતીમાં કેટલાએક શબ્દ ગદ્યમાં લખ્યા છે, એ શબ્દોને હવણાં કોઈ ઉચ્ચરતું નથી તેનું કારણ એજછે. કોઈ કેહેશે કે અમને ગૂજરાતી શબ્દ મળી શકતા નથી માટે અમે ફારસી શબ્દ પ્રત્યેક વાક્યમાં વાપરિયે છિયે

પણ એમ નથી જુઓ હાજર=સમક્ષ, પ્રત્યક્ષ; વખ્ત=સમય, વેળા, કાળ, ટાણું; તરફ=ભણી, મગ, ગમ, કન્હે, પાસે; ફક્ત=કેવળ, નર્યું, એકલું, તખ્ત=સિંહાસન, રાજાસન, રાજપાટ; બદસિકલ=વિરૂપ, વરૂવો, કદરૂપો ખુબસુરત=રૂપવાન, સુભગ, રૂપાળો, સુરૂપ, છબિલો, દેખાઉડો, સુશોભિત, ફુટડો, શોભતો; ગેરહાજર=અણછતો, અસમક્ષ; મજબૂત=ધીંગો, દૃઢ, ટકાઉ, શહેર=નગર, પુર;=ખાત્રી=અનુભવ, ફોજ =સેના, સૈન્ય, કટક, દળ, ખાવન=પતિ, ધણી, સ્વામી, નાથ; નસીબ=દૈવ, ભાગ્ય, પ્રારબ્ધ; તસ્વીર=છબિ, ચિત્ર,ચિત્રામણ, બિંબ; તાજબ=અચરજ, અચંબો, કૌતુક, તાજગી=આરોગ્ય ઇત્યાદિ ઘણા શબ્દ છે, મુલાં, મસ્જિદ, કસ્બો, કાઝી કબર, પાદશાહ, વજીર, રોજા, નવાજ ઇત્યાદિ શબ્દ મુસલમાનો જોડે સંબંધ રાખેછે માટે એવા શબ્દ પ્રયોજન પડે ત્યાં લેવા. ઉપર લખ્યા પ્રમાણે ઇંગ્રેજી શબ્દો વિષે સમજવું. રાજદ્વારી લેખમાં તથા કેટલીએક જાતિમાં ફારસી શબ્દ બોલાતા હોય તો બોલાઓ પણ વિદ્વાઓના ગ્રંથોમાં પરભાષાના શબ્દ લેઇને પોતાની ભાષાના શબ્દોને તજવા એ ન્યાય વિરૂદ્ધછે. ગૂજરાતી ભાષામાં વેરો શબ્દ પ્રસિદ્ધ છે તેને તજીને જાજિયા (ફારસી) અને ટાક્સ (ઇંગ્રેજી) શબ્દ લેતાં વેરો કાલાંતરે જતો રહેશે. એજ કારણથી બ્રાહ્મણ લોકો પોતાની ભાષામાં પરભાષાના શબ્દ લેવાનો અટકાવ અનેક દોષ દેખાડીને કરતા હતા. જો પરભાષા બોલવાની ઇચ્છા હોય તો બધા શબ્દ પરભાષાનાજ વાપરવા પણ તિકડે તે ગોખલામાં એવું બોલીને લોકોને હસાવવા નહિ.

આઠમો ઉપાય એછે કે, જૂની ગૂજરાતી ભાષામાં થયેલા ગદ્યપદ્યના ગ્રંથ ગૂજરાતમાં અસંખ્યછે. તેમને ખોળી કાઢીને ગૂજરાતી ભાષાની સુંદર રૂઢિ તથા રમણિક શબ્દો ટાળી કાઢીને નવા ગ્રંથ થાય તેમાં વાપરવા. જૂના ગૂજરાતી લોકો વિદ્વત્તામાં બોલ્યાછે માટે તેમના બોલ વીણી વીણીને લિજિયે એવાછે. જો ન માનો તો એક અવિદ્વાનની બોલી અને એક વિદ્વાનની બોલી એ બેને હવણાં સરખાવી જુઓ. એ બેહુમાં કેની બોલી તમને સરસ લાગે છે. વિદ્વાન પુરૂષ વિશેષણ અને ઉપપત્તિ સહિત વાક્ય ઉચ્ચરેછે. પ્રાચીન ગૂર્જરી ભાષામાં પારસી શબ્દ લીધાજ નથી.

નવમો ઉપાય એછે કે જેમ ધૂળધોયો ધૂળ ઉપણી ધોઇને તેમાંથી સુવર્ણ શોધી કાઢેછે એમ આખા ગૂજરાત દેશની ભાષામાંથી સુંદર શબ્દ ખોળી કાઢવા. હવણાંના ગૂજરાતમાં, વઢીયાર, વાગડ, કાકરેજ ચુંવાળ. ડંઢાવ, દશકોશી. નલકંઠો, ભાલ, ચરોતર, કાન્હમ, વાકલ, માળ, મેવાસ, રેવાકાંઠો, પાવાતલેટી, ભરૂચ, સુરત અઠ્ઠાવીસી, ગોલવાડ, કાઠિયાવાડ, ઝાલાવાડ, બાબરિયાવાડ, સોરઠ, બર્ડો, હાલાર, મચ્છુકાંઠો, ઓખામંડળ, ઓંડ, કચ્છ, ઇત્યાદિ મહાસ્થાનકછે તેમાં ઘણા શબ્દ ભરેલાછે.

દશમો ઉપાય એ છે કે, ઉપર લખેલા નવ ઉપાય કરવાના કામનો અધિકાર સંસ્કૃત, પ્રાકૃત અને જૂની નવી ગૂજરાતી ભાષાના જાણ પુરૂષને આપવો જોઇયે; જો એમ નહિ કરે અને વગથી કે કાંઈ બીજા કારણથી અજાણને અધિકાર આપશે તો ગૂંજરાતી ભાષા સુધરશે નહિ. અજાણ પુરૂષને શુદ્ધાશુદ્ધનું જ્ઞાન હોતું નથી. આ કામનો અધિકાર

લેવા માટે ઘણા પુરૂષો જાણ થઈ પડવે પણ અધિકાર આપનારાઓએ સૂક્ષ્મ વિચાર કરીને યોગ્ય પુરૂષ કોણ છે તે ખોળી કાઢવું જોઇયે. એ દેશ ભાષા સુધરેવાના ઉપાયછે.

## संस्कृत उपरथी गूजराती भाषानां वाक्य.

यद्वारे त्वं संस्कृत भाषातो गूर्जरी भाषान उत्पन्ना
जिवारे तुं संस्कृत भाषाथी गूर्जरी भाषा न उपनी
एवं कथयिष्यसि तद्वारे इमानि वाक्यानि वाचय अ-
एम कहिसइ तिवारे आ वाक्य वाच्य अ.
न्यस्य कथितं त्वया न मंतव्यं । कोपि तु कथयिष्यति त्वं
न्यनुं कहिउं तइं न मानवुं । कोइ तु कहिसइ तुं
कूपे पत पुनः कथं पतिष्यसि । अन्यत् कथयामि तत्
कूवे पड पुण किम पडिसइ अन्य कहु ते.
शृणु लग्नकाले पुरस्य सकला नार्यो मंडपे एकस्थी
सुण लगनगाले पुरनी सगली नारीऊ माडवे एकठी
भूय नानाविधानि सरसानि गीतानि गायंति तानि
हूइ नानाविध सरसां गीतां गायइ ते
श्रोतु नगरस्य घना लोका आपतंति माली गृहे गृहे
सुणवा नयरना घणा लोग आवइ माली घरे घरे
सुगंधि फुल्लानि लोकान अर्पयति अन्यत् द्वार शाख
सुगंधि फूलां लोगोने आपइ अनइ बार शाख
योःउपरि तोरणानि बध्नाति रात्रौ युवतयो नाना प्र-
उपरि तोरणां बांधइ रातिए जुवतिउ नाना प्र-

कारान् शृंगारान् सज्जी कृत्य हस्तेषु चतुर्मुखान् दीपान्
कारना सिंगारने सजी करी हाथमां चउमुखा दीवा
लात्वा गवाक्षेषु स्थापयंति तान् एका कुमारिका संस्कु·
लइ गउखमां थापइ तेमने एक कुआरिका संको
रुते । पानीय हारिण्यः पानीयं आनयंति । ज्यौतिषिकै
रइ पाणीआरीउ पाणी आणइ जोसिउए
विवाह मुहूर्त्तं नवम्या निर्धारितं । वध्वाशाटी परिहिता
विवाह मुहूर्त्त नउमिनु निरधारिउं वहूए साडी पहिरी
कन्यया कर्करं कर्पटं परिहितं । कुमार्या हस्ते कंकणं
कन्याए कर्करुं कपडुं पहिरिउं कुमारी तणे हाथे कांकणुं
अस्ति । अन्यत् नक्रे वाली अस्ति छविला कन्या छन्नं
छइ अनइ नाके वाली छइ छबिली कन्या छानुं
अंधकारे प्रविश्य आत्मनः प्रियवरस्य रूपं निभालयति ।
अंधारे पइसी आपणा प्रियवरनु रूप निहालइ
कूटं वा कपटं तस्याः मनसि किमपि नास्ति । दीपाली
कूड वा कपट तेना मनमां कांइ नथी दीवाली
दिवस सदृशो विवाहस्य दिवसो स्ति । छविल वरस्य
दिवस सरिखो विवाहनो दिवस छइ छबिला वरने
मस्तके मेदपाडी मौलिकं अस्ति । अंगने ढोली अन्यत्
माथे मेवाडी · मोलियुं छइ आंगणे ढोली अनइ
मार्गणः अन्नान्नं मार्गयति । वप्पीहो यथा मेघजलं वा·

मागण अछाणुं मागइ   बप्पइउं जिम मेघजलुं वा
छति तथा बुभुक्षिताः यानिकाः पक्कान्नं इच्छंति ज-
छइ तिम भूखिया जानिआ पक्कान्न वांछइ ज-
मनवारे ज्ञातेर्लोका एकस्था भूताः। ते वटी पर्पट शां
मणवारे नातिनालोग एकठा हूआ ते वडीपापड सा-
कादि सहितां रसवतीं खादंतो व्याख्यानयंति ।
गादि सहित रसोइ खाता वखाणइ
पश्चात् पूगफलं अन्यत् तांबूलं सर्वे मिलित्वाचर्वन्ते ।
पछइ फोफलुं अनइ तंबोलु सहु मीली चावइ
एकस्य भिक्षाहारिणं जमनं नामिलितं सयेनं दंता
एक भीखारीनइ जमण नामिलिउं ते जिणे दांत
दत्ताः स चर्वणं दास्यति एवं कथयित्वा संतोषेण
दीधा ते चावणुं देसइ एम कही संतोषे
गृहं गतः तंदृष्ट्वा एकः अधिक जिव्हो पाट वासी
घर गयो ते देखी एक अधिक जीभो पाडोसी
निंदति । जीर्णा गूर्जरी भाषा संस्कृत भाषायाः पुत्री
निंदइ जूनी गूर्जरी भाषा संस्कृत भाषातणी पुत्री
अस्ति ।
छइ ।

---

# गूजरात वर्नाक्युलर सोसाइटीनां वेचवाना पुस्तकोनी यादी, तथा तेओने वेचवाना नियमो.

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચીસ રૂપિઆનાં અથવા તેથી વધારે કીંમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સેંકડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. અને ઓછામાં ઓછાં દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલ્લે પડે અથવા કંઈ જોખમ થાય તે મગાવનારને શીર છે. દરેક પાકીટ પોષ્ટઓફિસમાં પહોંચાડ્યાની પહોંચ દાખલ અરધા આનાની ટીકટ ઉપર પોષ્ટઓફિસની છાપ લેવામાં આવેછે. માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પૂરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોષ્ટની ટીકીટો વગેરે અવેજ મોકલનારે અમને પહોંચતા સુધી પોતાને જોખમે મોકલવો. પોષ્ટની ટીકીટોમાંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

**વેચેલું પુસ્તક પાછું લેવામાં આવશે નહિ.**

મનીઓરડરો, પોષ્ટલ નોટો, અને આ સંબંધી કામ કાજના સઘળા કાગળપત્રો નીચે સહી કરનારના નામથી મોકલવાં.

ગૂ. વ. સોસાઇટીની ઓફિસ. અમદાવાદ, તા૰ ૧ માહે અકટોબર સને ૧૮૮૭.

**કૃપાશંકર દોલતરામ ત્રવાડી.** આસિ. સેક્રેટરી, ગૂ. વ. સોસાઇટી.

---

| | કીંમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| ૧. ઉત્સર્ગમાળા. (ગૂજરાતી ભાષાના શબ્દો કેવી રીતે થયા.)... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૨. અંગઉધારનો ઝઘડો. (કવિતા) | ૦–૦–૪ | ૦–૦–૬ |
| ૩. કથનાવળી એટલે કેહેવતો. (૧૮૦૦ કેહેવતોછે.) | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૪. કવિતાવિલાસ અથવા ફાર્બસ વિલાસ... ... ... ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૫. કીમિયાગર ચરિત્ર ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૬. કેફી વસ્તુનું વર્ણન ... ... | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૭. ગરબાવળી ... ... ... | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૮. ગૂજરાતી ભાષાનો ઇતિહાસ | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૯. કેળવણી... .... ... ... | ૧–૦–૦ | ૦–૨–૬ |
| ૧૦. સ્થાનિકસ્વરાજ્ય વિષે નિબંધ. | ૦–૮–૦ | ૦–૧–૬ |

| | | |
|---|---|---|
| ૧૧. સીતાદમયંતીનાં આખ્યાન ... | ૦–૩–૦ | ૦–૧–૦ |
| ૧૨. વેણીસંહાર નાટક ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૩ ગૂજરાતના ભીખારી વિષે નિબંધ | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૧૪. ગૂજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૧૫. જમણવાર વિષે નિબંધ ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૬. જાદવાસ્થળી. (કવિતા). ... | ૦–૦–૬ | ૦–૦–૬ |
| ૧૭. તાર્કિકબોધ . ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૮. દૈવજ્ઞદર્પણ, એટલે જોષીઓ-નું સાચું જૂઠ દેખાડી આપનારી આરશી... ... ... | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૧૯. પુનર્વિવાહ પ્રબંધ ... ... | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૨૦. ફાર્બસ વિરહ. (કવિતા)... ... | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૨૧. બાળવિવાહ નિબંધ ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૨૨. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨જું, ૩જું, ૪ થું, દરેકના ... ... | ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૨૩. ,, ,, ૧૧ મું. અને ૧૨ મું દરેકના .. ... ... | ૧–૨–૦ | ૦–૨–૦ |
| ૨૪. ભિક્ષુક વિષે નિબંધ ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૨૫. ભૂત નિબંધ ... ... | ૦–૬–૦ | ૦–૧–૦ |
| ૨૬. માતપિતાની સ્તુતિ ... ... | ૦–૦–૩ | ૦–૦–૬ |
| ૨૭. મિથ્યાભિમાન નાટક... ... | ૦–૬–૦ | ૦–૧–૬ |
| ૨૮. રાજ્યવિદ્યાભ્યાસ ... ... | ૦–૧–૦ | ૦–૦–૬ |

| | | |
|---|---|---|
| ૨૯. રાણીજીના છંદ (કવિતા) ... | ૦-૦-૩ | ૦-૦-૬ |
| ૩૦. લક્ષ્મીનાટક ... ... ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૩૧. વચન વિવેક બાવની (કવિતા) | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૩૨. વિદ્યાબોધ ... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૩૩. શામળશતશાહી (કવિતા શામળભટની) ... ... ... ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૩૪. સંપલક્ષ્મિસંવાદ... ... ... | ૦-૧-૬ | ૦-૦-૬ |
| ૩૫. સ્ત્રીસંભાષણ એટલે ગૂજરાતી બાઇડીઓની વાતચીતનું વર્ણન | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૩૬. સ્ત્રીનીતિધર્મ ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૩૭. હુમરખાનની ચઢાઈ ( કવિતા ) | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૩૮. જ્ઞાતિનિબંધ ... ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૩૯. કચ્છ ગરબાવળી ( કવિ દલપતરામ કૃત ) ... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૪૦. ફ્રાન્સદેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ. ... | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| ૪૧. ખેતીવાડીના સુધારા વિષે નિબંધ ... ... ... ... | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| ૪૨. ખેડુત, કારીગરો, અને મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગબેંકની અગત્ય વિષે નિબંધ | ૦-૬-૦ | ૦-૧-૦ |

## बुद्धिप्रकाश.

ઉપલા નામનું મોટાં ૨૪ પૃષ્ટનું માસિક ચોપાનિયું ગૂ. વ. સોસાઇટીની તરફથી દરમાસે પ્રગટ થાયછે. એ-માં વિદ્યા, હુન્નર સુનીતિ, સંસાર સુધારો, અને બીજા ઉપયોગી અને મનોરંજક ગદ્યપદ્યના વિષયો દાખલ ક-રવામાં આવેછે. એનું વાર્ષિક મૂલ્ય રૂ૧-૮-૦ તથા ટ-પાલ ખર્ચના રૂ૦-૩-૦ મળી રૂ૧-૧૧-૦ છે. ગ્રાહક થવા ઇચ્છનારે "બુદ્ધિપ્રકાશના મેનેજર" ના નામથી લવાજમ પોસ્ટેજના પૈસા મોકલી લખવું. લવાજમ પ્રથમથીજ લેવાનો રિવાજછે. દશ અને તેથી વધારે ચોપાનિયાં

**સામટાં મંગાવનારને સેંકડે દશ ટકા પ્રમાણે કમિશન તથા ટપાલખર્ચ સોસાઇટી તરફથી આપવામાં આવશે.**

—⊰⊱—

# બીજા માણસોએ વેચવા મુકેલાં પુસ્તકોની યાદી.

નીચે લખેલાં પુસ્તકોનું ટપાલખર્ચ કે કમિશન કાંઈ પણ આપવામાં આવશે નહિ. એ સિવાયનાં સોસાઇટીનાં પુસ્તકો વેચવાના બીજા બધા નિયમો પ્રમાણે આ પુસ્તકો વેચવામાં આવેછે.

| | | |
|---|---|---|
| ૧. અર્થશાસ્ત્ર ... ... ... | ૧-૦-૦ | ૦-૩-૦ |
| ૨. આર્યોત્કર્ષ તથા વિક્રમોદય નાટક. | ૦-૯-૦ | ૦-૧-૦ |
| ૩. પારશી પ્રકાશ ભાગ ૧થી ૫ સુધી દરેક ભાગનો ... ... ... | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૪. પ્રબોધ ચંદ્રોદય નાટક ... | ૧-૪-૦ | ૦-૨-૦ |
| ૫. જ્યોર્જ વાશિંગટન અને વિલિયમ ટેલનાં ચરિત્ર. ... ... | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૬. ઉત્તર રામચરિત્ર નાટક (મ. ન.) | ૧-૦-૦ | ૦-૩-૦ |
| ૭. કાન્તા (નાટક) ( " ) | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૮. માલતી માધવ નાટક ( " ) | ૧-૮-૦ | ૦-૨-૬ |
| ૯. પ્રતાપ નાટક. .. ( ગ. શા. ) | ૧-૮-૦ | ૦-૩-૦ |
| ૧૦. રાસમાળા ભાગ ૨ જો. ... | ૭-૮-૦ | ૦-૫-૦ |

| | | |
|---|---|---|
| ૧૧. દેશીરાજ્ય અને મનુસ્મૃતિ માંહેનો રાજનીતિસાર ...... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૨. કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર ( મ. સૂ. ) ...... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૩. ફાર્બસ જીવનચરિત્ર (") | ૦--૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૪. અસ્તોદય નળદમયંતિ (") | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૫. સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાન્ત. ( " ) .. ... | ૧—૦—૦ | ૦—૩—૦ |
| ૧૬. બ્રહ્મઆરાધના ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૭. નળ દમયંતિ નાટક ( ર.ઉ.) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૮. લઘુસિદ્ધાંત કૌમુદી ગૂ. ટીકા સાથે. ... ...( ,, ) | ૫—૦—૦ | ૦—૫—૦ |
| ૧૯. હરિશ્ચંદ્ર નાટક ...( ,, ) | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૨૦. લલીતાદુઃખદર્શક નાટક( ,, ) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨૧. મૃદાલસા અને ઋતુધ્વજ | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨૨. પંચદશી પ્રથમ પ્રક.(સ.સા.) | ૦-૧૨—૦ | ૦—૨—૦ |
| ૨૩. પ્રથમ તથા પાંચમું ( ,, ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૨૪. પંચદશી મૂળમાત્ર સંસ્કૃત( ,, ) | ૦—૧૦—૦ | ૦—૨—૦ |
| ૨૫. ઇશાદ્યષ્ટોપનિષદ્ ... ... | ૪—૦—૦ | ૦—૬—૦ |
| ૨૬. સુંદરવિલાસ, જ્ઞાનસમુદ્ર, અને સુંદર કાવ્ય... .. | ૨—૪—૦ | ૦—૩—૦ |
| ૨૭. ,, જાડાં કાગળના ( ,, ) | ૩—૦—૦ | ૦—૪—૬ |

| | | |
|---|---|---|
| ૨૮. યોગવાશીષ્ટ, બે પ્રકરણ ( ,, ) | ૦-૧૪—૦ | ૦—૨—૦ |
| ૨ . શ્રીવિચારચંદ્રોદય ( ,, ) | ૦-૧૨—૦ | ૦—૨—૦ |
| ૩૦. પદાર્થ મંજુષા ... ( ,, ) | ૪—૦—૦ | ૦—૪—૦ |
| ૩૧. શ્રી અષ્ટાવક્ર ગીતા ( ,, ) | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૩૨. શ્રી વિચારસાગર તથા વૃતિ-રત્નાવળી ... ...( ,, ) | ૩—૪—૦ | ૦—૪—૬ |
| ૩૩ ,, ઊંચાકાગળ તથા મજબુત પૂઠાની ... ... ... | ૪—૪—૦ | ૦—૬—૦ |
| ૩૪. શ્રીસટીક બાળબોધવેદાંતી. | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૩૫. આર્યદેશ જનતા હિંદી... | ૦-૧૨—૦ | ૦—૧—૦ |
| ૩૬. મલ્હાર વીરહ શતક ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૩૭. દરજીની અરજી (ક.દ.ડા.) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૩૮. શ્રવણાખ્યાન (હિંદુસ્તાની) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૩૯. વેનચરિત્ર .. ... ( ,, ) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૪૦. અશૌચ નિર્ણય . (ર.ગ.) | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૪૧. પ્રાકૃત એકાદશી મહાત્મ્ય. | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૪૨. કાવ્ય સુધા ... ( ,, ) | ૧-૧૨—૦ | ૦—૩—૦ |
| ૪૩. સ્વદેશ હિતદર્શક... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૪૪. ઈંગ્લાંડની મુસાફરી (રા. સા. મહીપતરામકૃત) ... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૪૫. પાર્વતીકુંવર આખ્યાન( ,, ) | ૦—૪—૦ | ૦—૧—૬ |
| ૪૬. વનરાજ ચાવડો .. ( ,, ) | ૧—૮—૦ | ૦—૨—૬ |

| | | |
|---|---|---|
| ૪૭. સાસુ વહુની લડાઈ (,,) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૪૮. દુરગારામ ચરિત્ર... (,,) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૪૯. ભવાઇસંગ્રહ પુસ્તક ૧ લું | ૧—૮—૦ | ૦—૩—૦ |
| ૫૦. સધરાજેસંગ ... (,,) | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૫૧. ટુંકી કહાણીઓ ભા. ૧ લો. તથા ૨ જો દરેકના...(,,) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૨. હાજર જવાબી પ્રધાનની વાર્તા ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૩. લીલાવતીની કથા પાકા પુંઠાની ... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૫૪. જાદુકપટ પ્રકાશપુસ્તક ૧ લું | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ૫૫. ,, ,, ,, ૨ જું | ૨—૦—૦ | ૦—૩—૦ |
| ૫૬. ,, ,, ,, ૩ જું | ૨—૦—૦ | ૦—૩—૦ |
| ૫૭. અક્ષરમાળા ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૮. ભક્તી ભાસ્કર ગ્રંથ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૫૯. માર્કંડેય પુરાણ ... | ૫—૦—૦ | ૦—૬—૦ |
| ૬૦. વિષ્ણુ પુરાણ ... | ૪—૮—૦ | ૦—૫—૦ |
| ૬૧. કાઠિયાવાડ સાર સંગ્રહ... | ૩—૦—૦ | ૦—૬—૦ |
| ૬૨. પેહેલી ચોપડી (વેદધર્મ સભાની) ચિત્રો સાથે .. | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૬૩. નારીધર્મ... ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૬૪. વસંતતિલકાખ્યાન ... | ૧—૦—૦ | ૦—૧—૬ |

૬૫. ઉદીચ્ય પ્રકાશ ... ...૧—૦—૦ ૦—૨—૬

૬૬. ચાવડા ચરિત્ર ... ...૦—૬—૦ ૦—૧—૦

૬૭. ભોળાભીમની વાર્તા ... ૦—૩—૦ ૦—૦—૬

૬૮. આર્યદુઃખ દર્શક ... ૦—૪—૦ ૦—૦—૬

૬૯. પ્રિયા-પ્રેમદર્શક ... ૦—૮—૦ ૦—૧—૦

૭૦. પૃથિરાજ ચહુઆણ ... ૧—૦—૦ ૦—૧—૬

૭૧. બુદ્ધિ અને રૂઢીની કથા. ૦—૧—૬ ૦—૦—૬

૭૨. કોયડા સંગ્રહ ... ૦—૬—૦ ૦—૧—૦

૭૩. સંયોગ જન્યરોગ ... ૧—૪—૦ ૦—૨—૬

૭૪. રજા, આક્ટિંગ અલાવન્સ ને
પેન્સનના ધારા ... ૦—૫—૦ ૦—૧—૦

૭૫. મનુસ્મૃતિ. (સં.ગૂજરાતી) ૪—૦—૦ ૦—૪—૬

૭૬. યોગતત્વ ... ... ૦—૧—૬ ૦—૦—૬

૭૭. પુસ્તકમાળાનો સંગ્રહ ભા-
ગ ૧ લો ... ... ૦—૪—૦ ૦—૧—૦

૭૮. ,, ,, ,, ૨ જો ૦—૨—૬ ૦—૧—૦

૭૯. સુબોધ ચિંતામણી... ૦—૧૫—૦ ૦—૧—૬

૮૦. ગૂ. ભાષાનું વ્યાકરણ,(બા.
ઉ. અને હ. દ.) ... ૧—૪—૦ ૦—૨—૦

૮૧. સ્ત્રીના નીતિધર્મ ... ૦—૫—૦ ૦—૧—૦

૮૨. સિકંદરનામું ... ૧—૪—૦ ૦—૨—૦

૮૩. હુન્નર રત્નાકર ... ૧-૧૪—૦ ૦—૩—૦

| | | |
|---|---|---|
| ૮૪. માંગલિક ગીતાવળી. | ૦—૬—૦ | ૦—૨—૦ |
| ૮૫. શ્રીધર્મ નીતિ(રમાબાઇકૃત) | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૮૬. બાળરોગ ચિકિત્સા... | ૧—૦—૦ | ૦—૪—૦ |
| ૮૭. નસીબ ડહાપણની સરસાઇ. | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૮૮. માબાપ તેવાં છોકરાં... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૮૯. મુલતવી રાખવાનાં માઠાં ફળ | ૦—૧૦—૦ | ૦—૧—૬ |
| ૯૦. ગુલીવરની મુસાફરી ભા. ૨ જો .. ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૧. દ્રષ્ટાંતચિંતામણી ... | ૦—૧૦—૦ | ૦—૧—૬ |
| ૯૨. સુખ દુઃખ વિષે નિબંધ | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૯૩. કૌતકમાળા અને બોધવચન. | ૧—૧૨—૦ | ૦—૩—૬ |
| ૯૪. ,, ગીલ્ટના પુંઠાની. | ૨—૦—૦ | ૦—૩—૬ |
| ૯૫. શારીર અને વૈદ્યકશાસ્ત્ર (ત્રી. મો.) ... ... | ૧૦—૦—૦ | ૦—૧૩—૦ |
| ૯૬. વૈદ્યકવિલાસ ... ... | ૯—૦—૦ | ૦—૮—૦ |
| ૯૭. ગૂજરાત રાજસ્થાન ... | ૮—૦—૦ | ૦—૬—૦ |
| ૯૮. મોટું કાવ્યદોહન ... | ૧—૪—૦ | ૦—૩—૦ |
| ૯૯. વૈષ્ણવ ગુરૂ-ધર્મ-કર્મ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૦. કચ્છ મહોદય ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૦૧. રણયજ્ઞ ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૦૨. ચંદ્રહાસનું આખ્યાન | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૦૩. આરોગ્યતાનાં મૂળતત્વો. (ની. ડા.) ... ... | ૦—૩—૦ | ૦—૦—૬ |

| | | |
|---|---|---|
| ૧૦૪. બાળકેળવણી રીતિ પ્રથમ દર્શન .. ... ... | ૦-૧૧—૦ | ૦—૧—૬ |
| ૧૦૫. કરજ કરી વરો કરનાર તથા કરાવનારનું વર્ણન. (કવિતામાં.) ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૧૦૬. વીરાધીરાની દેશ કલ્યાણી વાર્તા ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૦૭. નારીપ્રતિષ્ઠા ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૦૮. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તથા ઇશ. કેન, મુણ્ડક, અને ઐતરેયોપનિષદ્‌ ... | ૫—૦—૦ | ૦—૫—૦ |
| ૧૦૯. સ્વાધ્યાય ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૧૦. ગૂજરાતની ખેતીવાડીની હાલની સ્થિતિ ... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૧૧. દલપત સતશહી ... | ૦—૭—૦ | ૦—૧—૦ |
| ૧૧૨. માને શીખામણ ... | ૦-૧૦—૦ | ૦—૧—૦ |
| ૧૧૩. રાણી રૂપસુંદરી ... | ૦—૫—૬ | ૦—૧—૦ |
| ૧૧૪. પ્રતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી) | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૫. કચ્છી શબ્દાવળી ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૧૬. કૃષિ વિવેચન ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૭. મનોવિકાર તથા આશા-નિરાશા વિષે નિબધ. | ૦—૮—૦ | ૦—૧—૬ |

| | | |
|---|---|---|
| ૧૧૮. બાળચિત્રપોથી (ચિત્રો સાથે)... | ૦-૧-૩ | ૦-૦-૬ |
| ૧૧૯. વૃંદસતશાઈ ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૨૦. સંયોગતાહરણ... ... ... | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૨૧. પીટર ધી ગ્રેટનું ચરિત્ર ... | ૦-૧૪-૦ | ૦-૧-૬ |
| ૧૨૨. મુસલમાનની વારસા પ્રકરણ | ૧-૦-૦ | ૦-૨-૬ |
| ૧૨૩. સંગીત નાટક સંગ્રહ... ... | ૦-૮-૦ | ૦-૨-૦ |
| ૧૨૪. ગોપીચંદન નાટક .. ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૫. મૃચ્છકટિક નાટક સાર .. ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૬. વીરસિંહ ચંદ્રિકા નાટક ... | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૨૭. કામસેનને રસિકા નાટક ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૮. રસચંદ્ર અને રતીપ્રીયા નાટક | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૯. ચંદ્રસેન અને ચંદ્રપ્રભા ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૩૦. છેલસોવાણીતથાવિક્રમચરિત્રનાટક | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૩૧. ચંદનમલીયાગરી નાટક ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૨. અજામે સખાવત ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૩૩. સત્યનારાયણની કથા... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૪. નાટકના તરેહવાર બંજારા ... | ૦-૦-૯ | ૦-૦-૬ |
| ૧૩૫. સંગિત મૃદાલસા ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૩૬. સુંદર ગીતાવળી... ... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૭. સુરમોહન શૃંગાર મોહન ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૮. શકુંતલા આખ્યાન ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૯. તોહફએ દીલકોશા ... ... | ૦-૩-૦ | ૦-૦-૬ |

| | | |
|---|---|---|
| ૧૪૦. સોબતેઅસર (મોહનદુઃખદર્શક) | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૧. નકશે સુલેમાની … … | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૨. ગુલશને બહાર… … … | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૩. કામસેન અને રસિકાનાં ગાયનો | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૪. વીરસિંહ ચંદ્રિકાના ઓપેરા… | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૫. રીપનપર્વ… … … … | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૬. કરશનદાસ મુળજી ચરિત્ર… | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૪૭. અંકગણિતનાં કારણ .. | ૦—૬—૦ | ૦—૨—૦ |
| ૧૪૮. બ્રહત્ કાવ્યદોહન … … | ૩—૦—૦ | ૦—૬—૦ |
| ૧૪૯. વિવેક ચુડામણી … . | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૫૦. કવેન્ટીનડરવાડે ભા. ૧ … થી ૩. દરેકના … … | ૧—૨—૦ | ૦—૨—૦ |
| ૧૫૧. ,, ,, પાકા પુ· … ઠાના દરેકના… … … | ૧—૬—૦ | ૦—૩—૦ |
| ૧૫૨. શ્રી કૃષ્ણજન્મખંડ … | ૪—૦—૦ | ૦—૮—૦ |
| ૧૫૩. કચ્છી કહેવતો … … | ૦—૧—૩ | ૦—૦—૬ |
| ૧૫૪. દુનીયાં દર્પણ… … … | ૦—૭—૦ | ૦—૧—૦ |
| ૧૫૫. ફારસી અંગ્રેજી કહેવતો … | ૦—૯—૬ | ૦—૦—૬ |
| ૧૫૬. કાદમ્બરી … … … | ૨—૦—૦ | ૦—૪—૦ |
| ૧૫૭. ગૂ. શબ્દાર્થકોષ … … | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૫૮. સાંખ્યદિવાકર … … | ૧—૦—૭ | ૦—૨—૦ |
| ૧૫૯. વૈદજીવન … … … | ૧—૦—૦ | ૦—૨—૦ |

૧૬૦. પાણીપત .. ... .. ૦—૪—૦ ૦—૦—૬

૧૬૧. હસાહસ ભા. ૧ લો ...૦—૬—૬ ૦—૧—૦

૧૬૨. દુઃખમાં દીલાસો અને ...
વિપતીમાં ધીરજ ... ...૦—૮—૦ ૦—૧—૦

૧૬૩. લક્ષ્મણાહરણ અને દાણલીલા૦—૬—૦ ૦—૧—૦

૧૬૪. સપ્તમસ્કંધ ... ... ...૦—૬—૦ ૦—૧—૦

૧૬૫. હારમાળા ... ... ...૦—૬—૦ ૦—૧—૦

૧૬૬. નૃસિંહમહેતાનાં પદ... ...૦—૬—૦ ૦—૧—૦

૧૬૭. સુરતસંગ્રામ ... ... ...૦—૬—૦ ૦—૧—૦

૧૬૮. વામનકથા તથા નરસિંહ મે-
હેતાની હુંડી ... ... ...૦—૬—૦ ૦—૧—૦

૧૬૯. ધીરાભક્તની કવિતા... ...૦—૬—૦ ૦—૧—૦

૧૭૦. દયારામ કૃત કવિતા... ...૦—૬—૦ ૦—૧—૦

૧૭૧. રજપૂતાણા ... ... ..૨—૮—૦ ૦—૪—૦

૧૭૨. મેવાડની જાહોજલાલી ...૨—૦—૦ ૦—૪—૦

૧૭૩. અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી...૩—૦—૦ ૦—૫—૦

૧૭૪. સ્ત્રીધર્મનીતિ દર્શક ... ...૦—૪—૦ ૦—૧—૦

૧૭૫. સાર્વજનિક આરોગ્ય... ...૦—૮—૦ ૦—૧—૦

૧૭૬. સિદ્ધાંતપ્રકાશ (જ્યોતિષનોગ્રંથ)૩—૦—૦ ૦—૩—૦

૧૭૭. દેશીનામાનો ભોમીઓ ...૦-૧૨—૦ ૦—૧—૬

૧૭૮. દેશીનામું ... .. ...૦-૧૦—૦ ૦—૧—૦